# અણધારી આફત

અને

# સત્યનો જય.

એક ડીટેકટીવ વાર્તા.

લખનાર અને પ્રગટ કરનાર,

નિઝામુદ્દીન કુરેશી.

પાંચપટી-અમદાવાદ.

હિજરી ૧૩૨૨. સને ૧૯૦૪.

આવૃતી પહેલી. પ્રત ૧૦૦૦.



કીમ્મત આઠ આના.

૭૮૬

# અણધારી આફત

અને

# સત્યનો જય.

( એક ડીટેકટીવ વાર્તા. )


લખનાર અને પ્રગટ કરનાર.

નિઝામુદ્દીન કુરેશી.

પાંચપટી-અમદાવાદ.



હિજરી ૧૩૩૨. સને ૧૯૧૪.

આવૃતી પહેલી. પ્રત ૧૦૦૦.





કીંમત આઠ આના

૭૮૬

# દિબાચો.

પાક પરવરદિગારના ફઝલો કરમ અને તેના હબીબે અકદસ સલ્લમના સદકાથી લગભગ બાર તેર વરસ ઉપર લખેલી મારી આ પહેલીજ વાર્તા પુસ્તકના આકારમાં બહાર પાડવામાં આવે છે.

મારી લેખકની જીંદગી શરૂ થતાં અગર કોઇપણ વાર્તા મેં લખી હોય તો તે આ " અણધારી આફત " છે આ વાર્તાનો અસલ પ્લોટ ઉર્દુમાંથી લઇ મોટા ફેરફાર સાથે ગુજરાતીમાં રજુ કર્યો છે. પ્રથમ આ વાર્તા મારા માલેકી પણાં નીચે મુંબઇથી સને ૧૯૦૪ની સાલમાં પ્રગટ થતા " અલ-હિલાલ " નામના માસિકમાં છાપવામાં આવી હતી પણ અધવચે તે માસિક બંધ થઇ જવાથી વાર્તા અધુરી રહી ગઇ હતી તે બાદ સને ૧૯૦૯ની સાલમાં અમદાવાદના પ્રખ્યાત અઠવાડિક ઇસલામી પત્ર " પોલીટીકલ ભોમીયો " મા દર અઠવાડીએ પ્રગટ થઇ હતી અને વાચકોએ ધારવા કરતાં વધુ ચાહથી વાંચીને પસંદ કરી હતી. તેજ વખતે અનેક ગૃહસ્થોની ફરમાશથી આ વાર્તા જુદી છપાવવાનો વિચાર હતો પણ ફરી અનેક કારણોને લીધે તે વિચાર અમલમા મુકાયો નહીં અને હવે વાંચકોના આગ્રહના સબબે આ વાર્તા પુસ્તકના આકારમાં બહાર પાડવામાં આવી છે.

આ વાર્તાનો પ્લોટ તદ્દન સાદો છે તેથી તે વિષે કાંઇ પણ લખવાની જરૂર જોતો નથી.

— અગર મારી અલ્પ મતીના સબબે કોઇ ભુલ રહી ગઇ હોય તો તેની દરગુજર દીલથી માફી માગી આ દિબાચો ખતમ કરૂં છું.

આપનોજ

નિઝામુદદીન કુરેશી

# અર્પણ પત્રિકા.

મી. મોહમ્મદહુસેન શેખ ઉસમાન શેખ
ઇન્સપેકટર નોર્ધન ડીવીઝન
મુ. ગુંદી.

વ્હાલા ભાઈ ઉલફતી !

આપણે બંને ઘણીજ નાની વયથી એક બીજાના મિત્ર છીએ વિદ્યા અભ્યાસ પણ સાથેજ કરેલો છે અને આજસુધી આપણી સગા ભાઇ જેવી મિત્રતામાં ફેર પડવા પામી નથી. એ બહુજ ખુશી થવા જેવું છે. આપણી મિત્રતામાં નવેમ્બર ૧૯૧૩ થી વધારો થઇ હવે આપણે સગાભાઇઓ કરતાં પણ વધુ નિકટ સંબંધમાં આવ્યા છીએ, એટલે તમો મારા હજરતે અકદસ કિબલએ કાબા ખ્વાજા હસન નિઝામી સાહેબ દેહલવીના મુરીદ થયા છો અને "ઉલફતી" નો અલકાબ પામ્યા છો તેની યાદમાં મારી આ સહુથી પહેલી ડીટેકટીવ વાર્તા તમનેજ અર્પણ કરતાં આનંદ થાય છે.

| | |
|---|---|
| ૧–૧–૧૪ | તમારોજ. |
| પાચપટી | ગુલામ નિઝામુદ્દીન |
| અમદાવાદ. | કુરેશી 'પ્રેમી" |




## પ્રકરણ પહેલું.

અમારી વાર્તાનો પરદો ગુજરાતના પાયતખ્ત અમદાવાદ શહેરની બહાર આવેલા શાહીબાગના રસ્તા ઉપર પડે છે. સવારના સુંદર સમયે વહીદુદ્દીન પોતાના બેટા શરફુદ્દીનને લઇ મુંબઇ મેલમાં મુંબઇથી આવનાર અનવરને લેવા અર્થે સ્ટેશન ઉપર જઇ રહ્યા છે. સવારનો વખત હોવાથી ગાડીવાળાને ગાડી જોડી પાછળ લાવવાનું કહી બાપ બેટા ધીમે ધીમે બંગલાના ઝાંપામાંથી નીકળી સ્ટેશન તરફ જાય છે. આજની મેલમાં મુંબઈથી આવનાર આપણી વાર્તાનો મુખ્ય નાયક અનવર પણ અમદાવાદનોજ રહીશ છે, બિચારાએ નહાનપણમાંજ માત પિતાનો માયાળુ

આશરો ગુમાવેલો હોવાથી હાલ તે પોતાના માત પિતાના ખાસ દોસ્ત વકીલ જમીલુદ્દીન વકીલના વહીવટ નીચે કેળવણીના મીષ્ટ ફળો ચાખી રહયો છે. જમીલુદ્દીન વકીલ અમદાવાદમાં ઘણાંજ પ્રખ્યાત વકીલ છે. જો કે તેઓએ બાકાયદા કાંઈ ડીગ્રી મેળવી નથી, છતાં પોતાની કુદરતી બાહોશીના સબબે સારી નામના મેળવી બે પૈસે સુખી હાલત ભોગવે છે. અનવરના પીતા અને એમને સારી મીત્રતા હોવાથી તેઓએ પોતાના માત્રની નીશાની અનવરને સારી કેળવણી અપાવી હતી, જેના પ્રતાપે આ વરસે અનવર બી. એ. ની ડીગ્રી મેળવવા ભાગ્યશાળી થયો હતો, જમીલુદ્દીન વકીલની પત્ની બે ત્રણ વરસ ઉપર ગુજરી ગયાં હોવાથી અને એને કાંઈ બાલ બચ્ચા ન હોવાથી તેઓ અનવરને પોતાના સગા બેટા સમાન લેખતા હતા, અને અનવરની મીલકતનો વહીવટ કરવા ઉપરાંત પોતાની સઘળી મીલકત પણ અનવરના નામ ઉપરજ કરી દેવાની ધારણા રાખતા હતા. હાલમાં અનવરે બી. એ. ની પરીક્ષા પાસ કરી પોતાનો વીચાર વીલાયત જવાનો જમીલુદ્દીનને જણાવ્યો, જે તેઓએ ઘણીજ ખુશી સાથે કબુલ રાખ્યો, પણ તેઓ જુના વિચારના હોવાથી વગર પરણેલા જવાનને વીલાયત મોકલવો વ્યાજબી ગણતા નહોતા. તેથી તેઓએ અનવરનાં લગ્ન કરી દઈ ફરી વીલાયત મોકલવાનો વીચાર કર્યો હતો. અને તેને અનુસરી તેઓએ અનવરના લગનની વાત વહીદુદ્દીનને ત્યાં તેમની દીકરી જમીલા માટે મોકલી જે વહીદુદ્દીને તરજ કબુલી લીધી પરંતુ તેમનો દીકરો શરફુદ્દીન પોતાની બહેનના લગ્ન અનવરથી થાય તેમાં સખત નારાજ હતો. જમીલુદ્દીને જ્યારે વહીદુદ્દીન લગ્ન કરવા રાજી છે.

એમ જાણ્યું ત્યારે તરતજ અનવરને મુંબઇથી બોલાવી લીધો. જે આજની મેલ ટ્રેનમાં મુંબઇથી આવનાર છે. પોતાનો દીકરો અનવરની સાથે જમીલાના લગ્ન થાય તેમાં નારાજ છે, એમ વહીદુદદીન સમજી ગએલા હોવાથી અત્યારે પોતાના દીકરાને સાથે લઇ સ્ટેશન ઉપર એટલા માટે જાય છે કે સ્ટેશન ઉપર ગાડીમાંથી ઉતરતાંજ અનવરની સાથે શરફુદ્દીનની મુલાકાત કરાવી તેના જીગરનો રંજ ઓછો કરાવી નાંખું. વહીદુદદીન પોતાની દીકરીને એટલા હેતથી ચાહતા હતા તેટલાજ હેતથી પોતાના દીકરાને પણ ચાહતા હોવાથી અત્યારે તેઓ બહુજ માયાળુ શબ્દોમાં પોતાના બેટાના મનમાંથી પોતાની દીકરીના ભવિષના ખાવિંદ પ્રત્યેનો રંજ કાઢી નાખવા સમજાવી રહયા હતા. છતાં તે કોઇ પણ રીતે માનતો ન હતો, તેથી છેવટની કોશીશ તરીકે તેઓ બોલ્યા.

"બેટા! હું તો અનવરમાં કોઇ પણ જાતની ખોડ જોતો નથી છતાં તું મને બતાવે તો હું હાલ તરતજ જમીલાના લગ્ન માટે ઇનકાર કરી દેવા તઇયાર છું."

શું બતાવું અબ્બા એક ખોડ હોય તો બતાવુંને.

"ત્યારે શું તે તદન નાલાયક છે ?

"જી હા ! એમજ છે"

"પણ કાંઇ સાબેતો"

"હું કહું છું ને ?"

"તું તો કહેજ છે, પણ તારી વિરૂધ્ધમાં મારી પાસે તેની બાહોશી, લાયકી અને સમજદારીની અનેક

સાબેતીઓ છે, વળી તે ઉપરાંત અનવરને હું નહાન પણુથી જોઉં, છું, અને તે ઉપરથી અનુમાન બાંધું છું તો જણાય છે કે તે જમીલાને માટે તો તદનજ લાયક છે.

" અબ્બા ? આપ ભુલ કરો છો ? "

" તો દીકરા તું મારી ભુલને ભાંગ "

" આપને લોકોએ ભરમાવેલા છે "

" તો તું મને તે ભરમમાંથી મુક્ત કર '

" શું કહું અબ્બા ? "

" પણુ કંઇ કહે તો ખરોઃ "

" મને અનવરનો ચહેરો જોતાંજ કુદરતી રીતે ધીઃકાર છુટે છે. "

" અહિં તો હું પણુ લાચાર છું. કેમકે કાંઇપણુ સબબ અથવા કારણુ વિના ધીઃકાર છુટે એ અજબ જેવું છે.

" પણુ આપને લગ્ન કરવાં હોય તો કરો ને? "

" તું નારાજ હોય ને હું કરૂં તે ઠીક નહિ થાય.

" એમાં તે શું થવાનું હતું. શું મારા વિના લગ્ન નહિ થાય ? "

" દીકરા આવી બચપણુની વાતો મુકી દઇ કોઇ મજબુત દલીલ દર્શાવી મારા મનને શાંત કર, નહિ તો હું સમજીશ કે તારી વાતો નાદાનીયતથી ભરેલી છે. "

"એમજ સમજો, પણ હું તો કોઇ કાળે અનવર જેવા બદમાશનું મોહડું નહિ જોઉં"

"દીકરા! તારી હઠ આગળ હું તો લાચાર થઇ ગયો,"

"ભલે ગમે તે થાવ"

"પણ જોને! તું મને તેની નાલાયકી કરવા માટે એવી કાંઇબી સાબીતી આપ, એટલે ફરી હું તારી ઇચ્છા મુજબ કરૂં"

"અબ્બા હું કાંઇ કહેતો નથી. આપને પુરો અધીકાર છે, પરંતુ હું એ લગનમાં શામેલ નહિ થાઉં"

"દીકરા તારી નાદાનીથી ભરેલી વાતો સાંભળી મને બહુજ ખેદ થાય છે, માટે તું નાદાની મુકીને રાજી થા"

"અબ્બા! હું મારા દુશ્મનની સાથે બેનના લગ્ન થાય તેમાં કેવી રીતે રાજી થઇ શકું?"

"દુશમન! શાનો દુશમન! તે બીચારો તો તારી દોસ્તી માટે તરફડીઆં ખાય છે અને તું દુશમન સમજે, અજબ!"

"આપ ચાહે તે કહો પણ જો જમીલાના લગ્ન એની સાથે થશે તો હું ઝેર ખાઇને મરીશ."

બન્ને બાપ દીકરાની વતો અહિં સુધી પોંહચી હતી કે રેલવેનો ઝાંપો આવી પહોંચ્યો. વહીદુદ્દીને ઝાંપો બંધ હોવાનું પુછતાં પોરટરે જણાવ્યું કે મેલ અમદાવાદના સ્ટે-

શનથી ઉપડી ચુકયો છે. એ સાંભળી વહીદુદ્દીને કહયું કે "હવે સ્ટેશન ઉપર જવું નકામું છે કેમકે મેલ આવી પહોંચ્યો છે તેથી ચાલો પાછા બંગલે જઇએ" પણ શરીફુદ્દીને મેલ ગાડી ચાલી જાય તે પછી બંગલે જવાનું જણાવતાં બને બાપ દીકરો ઝાંપાની પાસે ઉભા રહયા.

આ વખતે ઝાંપા ઉપર બંને બાપ દીકરા સિવાય બીજો એક માણસ ઉભેલો હતો, જેના ચેહરા ઉપરથી જણાતું હતું કે તે કોઇ ભારે માંદગી ભોગવીને હાલમાંજ સારો થએલો છે, તેના શરીર ઉપર ફાટેલા લુગડાં તથા માથા ઉપરનું મેલું ફાળીયું તેની ગરીબીની ગવાહી આપી રહયાં હતાં, તેની ઉમર આશરે ચાલીસ વરસની હતી છતાં માંદગીના સબબે કમરમાંથી વાંકો વળી ગએલો હતો અત્યારે તેના ચહેરા તથા લુગડાં લાંબી મુસાફરી કરીને આવી રહયો છે એમ બતાવે છે. બંને બાપ દીકરા તેની પાસેજ જઇને ઉભા, એટલામાં મેલ ટ્રેનની વીસલ થઇ અને ભક ભક કરતું એનજીન ઝાંપા પાસેથી પસાર થયું મેલટ્રેન હોવાથી સ્પીડ પણીજ જોરની હતી. ઝાંપા પાસેથી પુરા ડબા પસાર થયા હશે કે એકાએક ગાડીના એક ડબામાંથી પીસ્તોલ ફુટી, અને તેની ગોળી સનનન કરતી આવીને બીચારા શરફુદ્દીનની છાતીમાં પેસી પીઠમાંથી નીકળી ગઇ ગોળી વાગતાંજ શરફુદ્દીને એક ભયાનક ચીસ પાડી ભોંય ઉપર પડી તરફડીઆં ખાવા લાગ્યો એ જોઇ વહીદુદીનના હોશ ઉડી ગયા, અને તેઓ પોતાના દીકરા પાસે બેશી ગ ભરાયલા ચેહરે છાતી કુટવા લાગ્યા શરફુદ્દીન તરફડીઆં ખાતાં કાંઇક બોલવાનું કરતો હતો પણ બીચારો એક શબ્દ

બોલી શક્યો નહિ, અને નાડ ધીમી પડવાની સાથે ગોળીના સદમાથી પાંચ મીનીટમાંજ આ જહાનથી કુચ કરી ગયો.

વહીદુદ્દીને પોતાના જુવાન પુત્રને આમ એકાએક અકસ્માતિક રીતે મરતો જોઇ રૂદન કરવું શરૂ કર્યું, પણ પાસે ઉભેલા મુસાફરે કહયું કે "તમે લાશને એકદમ ઘેર લઇ જાઓ નહિ તો પોલીસને ખબર થયે મહા મુસીબતમાં સપડાવું પડશે" આ વાત થઇ રહી હતી એટલામાં વહીદુદ્દીનની ગાડી આવી પહોંચી. જેમાં તરતજ લાશને નાખી ગાડી બંગલા તરફ હંકરાઇ ગઇ, અને પેલો મુસાફર અફસોસ કરતો શહેર તરફ રવાના થયો.



## પ્રકરણ બીજું.

અમદાવાદ શહેરના નામીચા ડીટેકટીવ ઇન્સ્પેકટર બહાદુરખાન અસલ પંજાબના રહીશ હતા, પણ નહાનપણથી અમદાવાદમાં આવી પોલીસની નોકરીમાં જોડાઇને તથા અમદાવાદમાંજ લગ્ન કરી લઇને તેઓ પુરેપુરા ગુજરાતી બની ગયા હતા. તેઓએ નેક નિષ્ટા અને ભલાઇથી નોકરી કરેલી હોવાથી માત્ર થોડીજ મુદતમાં ડીટેકટીવ ઈન્સ્પેકટરની ઉંચી પાયરીએ ચડયા હતા. આખા મુંબઇ ઇલાકામાં એમના જેવો ચાલાક અને મહેનતુ માણસ છુપી પોલીસ ખાતામાં ન હોવાથી ચોમેર તેમની ચાલાકી, ચતુરાઇ અને ભલાઇની પ્રસંશા થઈ રહી હતી આપણી વાર્તા શરૂ થાય છે તે વખતે તેમની વય આશરે ત્રીશ વરસની હતી.

સવારના નવ વાગ્યાના સમયે પાંચકુવા રોડ ઉપરના એક બેઠા ઘાટના બંગલામાં ડીટેકટીવ સાહેબ બેસીને નાસ્તો કરી રહયા છે, એટલામાં પટાવાળાએ અંદર આવી એક ચીઠી આપી અને કહયું કે એક માણસ બહાર આવ્યો છે તે આપથી મળવા માંગે છે. બહાદુરખાને ચીઠીને વાંચી તો તેમાં "મોહમ્મદ શરીફ—સુરત" લખેલું હતું, તેથી કાંઇક વિચાર કરીને પટાવાળાને પુછયું,

"આ ચીઠી મોકલનાર માણસ પ્રથમ આપણે ત્યાં આવેલો છે કે?"

"નહિં સાહેબ આ પહેલીજ વખતે આવેલો હોય તેમ જણાય છે, અને લીબાસ ઉપરથી તો તે કોઇ ભીખારી હોય એમ લાગે છે."

"તેની ઉમર કેટલી છે?"

"આશરે સાઠેક વરસની હશે"

"તે સુરતનો રહીશ હોય એમ લીબાસ અથવા ચેહરા ઉપરથી વરતાય છે?"

"નહિં હું કાંઇ કહી શકતો નથી."

"ઠીક પાસેના રૂમમાં બેસાડ"

"બહુ સારૂં સાહેબ"

પટાવાળો સલામ કરીને બહાર ગયો, અને બહાર ઉભેલા માણસને બંગલાના એક ઓરડામાં બેસાડી પોતે બહાર ચાલ્યો ગયો. પાંચેક મીનીટ નહિ થઇ હોય કે પાસેનો પરદો ઉંચકાયો અને તેમાંથી બહાદુરખાન ઓરડામાં આવી પેલા માણુસને પગથી માથા સુધી નીહાળી "અસ્સલામો અલયકુમ" કહી એક ખુરસી ઉપર બેસી ગયા એટલે પેલો આવેલો માણુસ કે જેનું નામ મોહમ્મદ શરીફ હતું તે "વલયક મુસ્સલામ" કહી ઉભો થઇ ગયો અને પોતાના બંને હાથ જોડી બોલ્યો;

"શું અત્યારે હું પ્રખ્યાત ઇન્સ્પેક્ટર બહાદુરખાનની સેવામાં ઉભેલો છું?"

"જી હા ! હું તેજ તાબેદાર છું" એટલું કહી બહાદુરખાને મોહમ્મદ રફીકને બેસવાનો ઇશારો કર્યો "આપ અહિ કેમ પધાર્યા છો ?"

"શું અરજ કરૂં ? પણ ટુંકમાં એટલુંજ કે ગરીબ છું, નિરાધાર છું, અનાથ છું અને દુખીઆરો છું તથા લુટાએલો છું જેથી આપની પાસે દાદ મેળવવા આવ્યો છું પહેલાં અમીર હતો, હાલ ગરીબ છું, પરંતુ આશા છે કે આપની મહેરબાની ભરેલી કોશીશથી હું મારી ગુમાવેલી અમીરી પાછી મેળવી શકીશ."

"હું તમોને જોઇને ઘણોજ દીલગીર થયો છું; તમે તમારી સઘળી હકીકત કહો તે પછી હું મારી બનતી કોશીશ કરીશ. કહો અત્યારે કયાંથી આવો છો?"

"જેલમાંથી"

"જેલમાંથી ! કારણ ?"

"ગુન્હો કરી જેલમાં ગયો નહોતો"

"ત્યારે ?"

"હું આપને મારી સઘળી હકીકત કહું છું અને આશા રાખું છું કે આપ તેને સાંભળી મારા જેવા નિરાધારની સહાય કરવામાં લગારે પાછી પાની કરશો નહિં"

"જુઓ સાંભળો. જો તમારી હકીકત સાચી હશે અને તમે ખરેખરા નિર્દોશ હશો તો હું તમારા કામમાં જાન જાનથી કોશીશ કરી તમારી આશા પુરી કરીશ '

"વારૂ ત્યારે સાંભળો સાહેબ !

મારૂં નામ મોહમ્મદરફીક છે અને મારા બાપનું નામ મોહમ્મદશરીફ હતું. હું તથા મારા વડવાઓ સુરતના રહેવાશી હતા મારા બાપ સુરતની એક મીલમાં કેશીઅર તરીકે નોકર હતા મારી બાળવયમાંજ મા ગુજરી ગએલાં હોવાથી મારા બાપે બીજું લગ્ન કીધુ નહીં. અને મને પાળી પોષી મોટો કર્યો. અને નહાનપણથીજ ભણવા ઉપર બહુજ પ્રીતિ હોવાથી પંદર વરસની વયે પહોંચતા તો હું ગુજરાતીની સાત ચોપડીઓ ભણી ઇંગ્રેજીની ચોથી ચોપડી ભણવા લાગ્યો તે વખતે મારા પિતાએ મારૂં લગ્ન કરી આપ્યું. મારા લગ્નની વખતે મારી વહુની ઉમર આશરે નવ વરસની હતી. લગ્ન થવા પછી આઠ વરસે મારી વહુ મારે ઘેર આવી. પણ તે એવા શુકન લઇને આવી કે તેના આવવાના થોડાજ દીવસ પછી મારા બાપ બેહેસ્તનશીન થયા. મારા બાપે પોતાની આખી જીંદગી ધંધા રોજગારમાં ગુજારેલી હોવાથી મરણ વખતે તેઓ મારા વારસામાં એક લાખ રૂપીઆ રોકડા કે જે બેંકમાં મુકેલા હતા અને એક વિશાળ મકાન કે જેમાં અમે રહેતા હતા તે મુકી ગયા હતા. મારા બાપના મરતાંજ મીલના માલેકે મારા બાપનો જોખમ ભરેલો હોદ્દો મને સોંપ્યો. તે વખતે મારી ઉમર લગભગ ચોવીશ વરસની અને મારી સ્ત્રીની ઉમર આશરે અઢાર વરસની હતી. મારી સ્ત્રીનો ચહેરો ચંદ્રમાન દીપતો હતો, પરંતુ તે કાંઇ ભણેલી ગણેલી નહોતી. મને મીલમાં કેશીઅર થયાને આશરે પાંચ વરસ ગુજરી ગયા તે અરસામાં કાંઇ પણ સંતાન થયું નહીં તેથી મારી સ્ત્રી

દીલગીર રહેવા લાગી તેણી બીજા લોકોના બચ્ચાંઓને જોઇ પોતાના પેટનાં બાળક માટે બહુ મોટી હોંસ રાખતી હતી અને હું પણ બચ્ચા માટે બહુ બેચેન હતો. તેથી એક દિવસે મેં મારી સ્ત્રીને બહુજ દીલગીર થએલી જોઇને કહ્યું "વ્હાલી ! ખુદા જે કરે તે ખરૂં, તેમાં દીલગીર થવું ન જોઇએ. જો તને બચ્ચાં થવાનાં હશે તો તે તો થશે જ. પણ જો તારી તબીયત મુંઝાતી હોય તો આપણે કોઇ સગાના બચ્ચાંને દત્તક લઇ હાલ તરત તો આ દીલગીરી ઓછી કરીએ." આ સાંભળી મારી વહુના ચેહરા ઉપર ખુશીનો પ્રકાશ ચમકવા લાગ્યો, અને તેણીએ મલકાતાં મને જવાબ આપ્યો કે "સ્વામી ! બાળકની ઇચ્છા કોને ન હોય ? આ કુદ્રતની અનુપમ બક્ષીસથી બેનસીબ રહેતાં કોણ દીલગીર ન થાય ? પણ શું કરીએ જે ખુદા કરે તે ખરૂં. તેનાથી નાઉમેદ ન થવું જોઇએ. દત્તક લેવાની વાત તો ઠીક છે, પણ કોને દત્તક લેવો તેનો એક મોટો સવાલ છે તમારા સગાઓમાં તો એવો કોઇ નથી. હા ! વડોદરામાં મારી માસીનો છોકરો એહમદ છે જેની વય હાલમાં લગભગ અઢાર વરસની હશે તેને જો ઇચ્છા હોય તો બોલાવો. બહુજ બાહોશ અને હુશિયાર છોકરો છે."

મેં મારી વહુની મરજી અનુસાર એહમદને વડોદરેથી બોલાવી પોતાની પાસે રાખ્યો. અને ધીમે ધીમે ઘરના કારોબારમાં કાબેલ બનાવી મીલના કામમાં પણ હુશિયાર કર્યો. એહમદને કુદરતી રીતે સારો અને મજબુત મગજ પ્રાપ્ત થએલો હોવાથી ધારવા કરતાં પણ થોડી મુદતમાં તે દરેક કારોબારમાં હુશિયાર થઇ મને મોટો મદદગાર થઈ

પડયો. એમ કરતાં બીજા ત્રણુ વરસનો ગાળો પસાર થઇ ગયો. એક દીવસે રવીવાર હોવાથી હું ઘરમાં હતો, અને બપોરનું ખાણું ખાઇ મારા ઘરના અંદરના ઓરડામાં સુઇ રહયો હતો. એકાદ કલાક સારી પેઠે ઉંઘ લીધા પછી એકાએક મારી આંખ ઉઘડી ગઇ, અને બહારના દીવાનખાનામાં કોઇ વાતો કરી રહયો હોય તેમ સંભળાયું, તેથી હું તરતજ ઉઠયો અને દીવાનખાનામાંથી આવતા સાદને સાંભળવા લાગ્યો.

પરવર દિગાર ! તે સાદ કોનો ? મારી સ્રી અને મારા દોસ્ત એહમદનો ! તરતજ હું ઉઠયો અને દરવાજાની ફાટમાંથી જોવા લાગ્યો. આહ ! મેં શું જોયું ? મારી સ્રી અને એહમદ દીવાનખાનામાં પલંગ ઉપર નગ્ન સ્થિતીમાં સુતા સુતા વાતો કરી રહયા છે. આ જોઇ મારી આંખોમાં અંધારાં આવી ગયાં અને હું પડતો પડતો બચ્યો અને સબર કરી પાછો પલંગ ઉપર બેશી ગયો. થોડીવાર બેઠા પછી ગુસ્સામાંને ગુસ્સામાં પાછલા બારણેથી હું બહાર ચાલ્યો ગયો અને છેક સાંજના વખતે ઘેર આવી મારી સ્રીને એકાંતમાં બોલાવીને કહયું.

"મારો એવો મત છે કે તમે એહમદથી પરદો કરો.

"કારણ ?" મારી સ્રીએ ધ્રુજતા સાદે સવાલ કર્યો.

"કાંઇ કારણ

નહિં; માત્ર મારી ઇચ્છા"

"કેવી વિચિત્ર ઇચ્છા ! મસીઆઇ ભાઈ અને વળી પણ દત્તક પુત્ર તેનાથી હું પરદો કરૂં ?"

"હા એમાં શું થયું ?"

"ત્યારે તેને તમો દતક નથી ગણતા ?"

"ગણું છું."

"તો ફરી તેનાથી પરદો કરવાનું કારણ ?"

"માત્ર મારી ઇચ્છા, મરજી, અને આજ્ઞા."

"વાહ ! બહુ સારી આજ્ઞા; કાલે ઉઠીને તમે તો કહેશો કે બજારમાં બેસ."

"છટ ! એ વાત જુદી છે; અત્યારે તો તમારે મારો હુકમ માનવો પડશે."

"અને જો ન માનું તો ?"

"તો તમારા માટે સારૂં નહિ થાય."

"એટલે ?"

"મારે તેના ઇલાજ લેવા પડશે."

"ઇલાજ ? કેવો ઇલાજ ? તમારો ઇલાજ છુટકો આપવામાંજ સમાય છે."

"ચાલ ચુપ થઇ જા; વધુ ન બોલ." બીજાજ ખોતાં કડકીને કહ્યું.

"શું સ્ત્રી જાતી સમજીને ડરાવો છો કે ? જો એમજ હોય તો મારૂં તમારી સાથે નહિ નભે" મારી સ્ત્રીએ હિમ્મતથી જવાબ આપ્યો.

"શું ગાંડી થઇ છે કે આમ વગર વિચારે બોલે છે?'

"હું તો કાંઇ ગાંડી થઇ નથી. ગાંડા તો તમે થયા છો કે વિચિત્ર વાતો કરો છો."

તું તેને વિચીત્ર સમજ કે ગમે તેમ સમજ મેં જે આજ્ઞા કરી છે તે તારે માનવીજ પડશે કેમ કે મેં તારી તથા એહમદની દીવાનખાનામાં થતી વાતો સાંભળી તમારી સ્થીતીને સારી પેઠે જોઇ છે તેથીજ આ આજ્ઞા કરવી પડે છે"

આ સાંભળતાંજ મારી સ્ત્રીના હોશ ઉડી ગયા, ચેહરાનો રંગ ફીકો પડી ગયો, અને પગ ધ્રુજવા મંડી ગયા જવાબ આપવા ચાહતી હતી પણ હોઠોના ધ્રુજારાથી બોલી શકી નહિ અને ઢોંગ કરી રડવા લાગી આ જોઇ હું ત્યાંથી ઉઠીને બહાર ચાલ્યો ગયો. જ્યાં દરવાજા ઉપર એહમદ ઉભો હતો. તેના ચેહરા ઉપરથી સ્પષ્ટ જણાતું હતું કે તેણે અમારી વાતો સાંભળી છે, મેં એહમદને પાસે બોલાવ્યો અને કહ્યું કે "એહમદ ! તું આજથી જનાનામાં જતો નહિ એમાં ખોટું માનવાનું કાંઇ નથી. એક ભેદ છે તેથી મારે આ આજ્ઞા આપવી પડી છે" આટલું કહી હું બહાર ફરવા માટે ચાલ્યો ગયો. સાંજના આવીને જોઉં છું તો ઘરમાં મારી સ્ત્રીનો પતો નથી, તીજોરી ઉઘડેલી

છે, અને તેમાં મારા હીરા મોતી ઇત્યાદીના ચાલીસ હજા રનાં ઘરેણાં મળે નહિ, આ જોઇ મારા તો હાંજાજ ગગડી ગયાં. જો પોલીસને ખબર દઉં તો મારીજ ઇજત જાય છે. તેથી ચુપ થઇને કોટ ઉતારી (જેના ગજવામાં મીલની ત્રીજોરીની કુંચીઓ હતી) પલંગ ઉપર પડયો અને એહમદને બોલાવીને પુછ્યું.

"એહમદ! ખરૂં કહે તારી બેહેન ક્યાં ગઇ?"

"મને શી ખબર"

"શું તું ઘરમાં નથી રહેતો?"

"રહું છું"

"તો ફરી તારી બેહેન ગઇ તે વખતે તું ક્યાં હતો?

"જ્યારથી આપ બહાર ગયા હતા ત્યારથી હું પણ ગયો હતો, જુઓ ત્યાર પછી હું તો હમણાજ આવું છું"

"ઓહ ખરેખર દીલગીરી!"

"હા બહુજ અફસોસની વાત"

"જરા તું જઇને તપાસ તો કર તે ક્યાં ગઇ!"

"હું આખા ઘરમાં શોધી આવ્યો અને આસપાસ પણ જોઇ આવ્યો પરંતુ ક્યાંએ પતો લાગ્યો નહિ"

"ત્યારે હવે શું કરવું"

"હું તો એમ ધારૂં છું કે તેઓ ગુસ્સાના માર્યા અહિંજ પાડપાડોસમાં ગયાં હશે, ગુસ્સો ઉતરતાંજ ચાલ્યાં આવશે."

"આબરૂદારોમાં આવું નહોતું થયું"

"ખરેખર! આ પહેલોજ બનાવ છે"

અફસોસ! તે રાત મેં મહા મુશ્કીબતે પથારી ઉપર આળોટતાં કાપી અને સવારમાં ઉઠીને મીલમાં ગયો ત્યાં જઈને જોયું તો ત્રીજોરી ઉઘાડી પડેલી છે, અને બેંકની બુક તથા બીજા મીલના કીંમતી દસ્તાવેજો ગુમ થએલા છે આ જોઇ મારા શરીરમાં ધ્રુજારી છુટી અને હજુ હું કાંઇ વિચાર કરૂં તે પહેલાં તો દસ હજારની નોટોનું બંડલ ગુમ થએલું જણાવ્યું હાય! તે વખતે મારી સ્થીતી ઘણીજ દયાજનક થઇ પડી જો તે વખતે જમીન જગ્યા આપતે તો હું જરૂર તેમાં સમાઇ જતે મીલની આવી ગજબનાક ચોરીની હું કોઇને કાંઇ ખબર આપું તે પેહલાં તો મીલનો માલેક પોલીસ ટુકડી લઇને આવી પહોંચ્યો. પોલીસે મને પોતાના કબજામાં કરી મારા ઘર ઉપર જપ્તી લઇ ગયા જ્યાંથી મીલના કીંમતી દસ્તાવેજો મળી આવ્યા આ જોઇ મારા દોસ્તો દુસ્મન થઇ ગયા. મારા પોતાના માણસો પરાયા બની ગયા, જુઠા આરોપો અને બનાવટી સાક્ષીઓના પ્રતાપે મારા ઉપર કેસ મંડાણો અને તેમાં છેવટે મારી હાર થઇ એટલે વગર લેવે દેવે દશ વરસ સખત મજુરીની સજા મને કરવામાં આવી અને હું જેલમાં ગયો જેલમાં મારા ઉપર બહુજ જુલમ ગુજારવામાં આવતો હતો

કોઈ જેલના સન્નાવાળાઓને કાંઈ લાંચ આપીને મારા ઉપર જુલમ કરાવતો હોય તેમ જણાતું હતું જેલના જુલમથી હું એકજ હતો કે જે બચીને બહાર આવ્યો. જો કદાચ મારી જગ્યાએ બીજો કોઇ હોત તો તે ક્યારનોએ મોતના બીછાને મીઠી ઉંઘમાં પડયો હતે. જેલમાંથી છુટયા બાદ હું મારે ઘેર ગયો તો જણાયું કે મારો દત્તક એહમદ ઘર વેચી તથા બેંકના એક લાખ રૂપીઆ ઉપાડી મારી સ્ત્રીને લઇ કોણ જાણે કઈ તરફ રવાના થઇ ગયો ! હા ! હું જ્યારથી જેલમાંથી છુટયો છું ત્યારથી મને એવું જણાય છે કે દરપળે મારી સાથે એક માણસ ઓળાની પેઠે ફરે છે. હું માત્ર આપની પાસે દાદ ચાહવા અહિ આવ્યો, રેલનો ઝાંપો મુંબાઇ મેલનો વખત હોવાથી બંધ હતો, જ્યારે મેલ ટ્રેન પસાર થઇ ત્યારે ટ્રેનના એક ડબામાંથી કોઇએ પીસ્તોલ ટાંકીને મારા ઉપર ગોલી છોડી પરંતુ ભોગજોગે તે ગોલીનો ભોગ હું ન બનતાં મારી પાસે ઉભેલો એક વીસ વરસનો જુવાન બની ગયો, અને તે બીચારો તેજ વખતે મરણ પામ્યો. હું અત્યારે આપની પાસે આવ્યો તે વખતે પણ ઓળો મારી પાછળ હતો અને હાલ તે આપના બંગલાની બહાર ઉભો છે. હું આપની કીરતી અને કળાકુનેહની તારીફ સાંભળી મદદ માંગવા આવ્યો છું આશા છે કે આપ મને નિરાશ નહી કરો ”

મેહમદ શરીફનું દુઃખી કથન સાંભળી બહાદુરખાન દીલગીર થવાની સાથે ભારે વિચારમાં પડી ગયા, અર્ધા કલાક સુધી તદન ચુપ રેહવા પછી કાંઇક વિચાર કરીને બોલ્યા.

" તમારી સ્ત્રીનું નામ ? "

" વહીદા બેગમ. "

" બેંકમાં તમારા કેટલા રૂપીઆ હતા જે તમારા હનીફે ઉપાડી લીધા "

" એક લાખ "

" ઘર કેટલી કીમતનું હશે ? "

" ત્રીસ હજાર "

" ઘર કયા મોહલ્લામાં હતું ? "

" સોદાગર વાડામાં "

" તમારા દત્તક એહમદનો ઢંગડોળ કેવો છે ? "

" ખુબસુરત ગોળ ગોળ ચેહરો, ઘટકાળી ભમરો, મોટી મોટી આંખો, સાધારણ કદ અને ડાબા ગાલ ઉપર બે આનીના બરાબર કાળો ડાઘ છે "

" ઠીક ત્યા હું તમારી મદદ કરીશ જરા મારો સાથે. આવો. આટલું કહી બહાદુરખાન રફીકને અંદર ઓરડામાં લઇ ગયા, ઓરડામ દીન અંધારૂં હતું એક બીજાનું મો-ઢું પણ દેખાતુ નહોતું. એટલામાં બહાદુરખાને દીવાલ ઉપરનો બટન દાબ્યો એટલે તરતજ વીજળીની રોશની થઇ ગઇ એટલે જણાયું કે તે ઓરડાની દીવાલો ઉપર તથા કબાટોમાં સેંકડો જાતના લીબાસો અને દાઢી તથા મુછો સુ-

કેલ્સો છે તથા અનેક જાતની દવાઓની શીશીઓ પણ ગો-ઠવેલી છે. એટલામાં બહાદુરખાને મોહમ્મદ શરીફને કહયું.

"તમારાં લુગડાં ઉતારી આ ધોતી પેહરો"

"બહુ સારૂં પણ"

"પણ બણ અહિ ચાલે નહિ હું જે કહું તે કરો"

"જેવી આજ્ઞા"

"આમ આવો"

"આવ્યો સાહેબ"

"આ બાલટીને નળની નીચે મુકી નળ ઉઘાડો"

"નળને ઉઘાડયો."

"કેહવાની કાંઇ જરૂરત નથી હું પોતે જોઇ રહયો છું"

"મારી ભુલ થઇ ગઇ"

"બાલટી પુરી ભરવા દો" બહાદુરખાન મુછમાં હ-રતા હસ્તા બોલ્યા.

"બહુ સારૂં"

જેટલીવારમાં બાલટીમાં પાણી ભરાયું તેટલીવારમાં બહાદુરખાને પોતાનો ડરેસ બદલી નાંખ્યો એટલે તેલ રોગ-ન વીગેરે રસાયણી વસ્તુઓ લગાવી પોતાનો ચેહરો આખે

ખુબ મોહમ્મદ રફીક જેવો બનાવી તેના લુગડાં પેહરી લી-ધા અને જાણે આબાદ મોહમદ રફીકજ ન હોય તેવા બની ગયા તે બાદ એક શીશી કબાટમાંથી કાઢી તેમાંની દવા લઇ બાલટીના પાણીમાં નાખી અને અશાનરો લઇને મોહમદ રફીકની દાઢી તથા મુંછો બોડી બાલટીના પાણીથી તેનું મોહડું ધોવરાવ્યું બાલદીના પાણીથી મોહડું ધોતાંજ મોહમ્મદ એક ફમામદાર ચેહરાવાળો બની ગયો અને તે ઉપર બનાવટી દાઢી મુછ લગાવી મોહમ્મદ રફીકને પુરેપુરો કાબુલી પઠાણ બનાવી દીધો જ્યારે બંને જણા પોતપોતા-ના લીબાસમાં પુરા સજ થઇ ગયા ત્યારે બહાદુર ખાને મોહમ્મદ રફીકને એકસો રૂપીયાની નોટ આપતાં કહ્યું.

" લ્યો આ તમે તમારા ખર્ચ માટે રાખો અને જ્યારે તમારી મીલકત તમને પાછી મળે ત્યારે આપજો.

" ખુદા આપનુ ભલું કરે " મોહમદ રફીકે આભાર માની નોટ લઇને ગજવામાં મુકતાં કહ્યું.

" આ તમારો ચેહરો બનાવટી છે માટે પાંચ છ દીવસ સુધી મોહડું ધોતા નહિ "

" જેવી આપની આજ્ઞા "

" ત્યારે હવે અહિંથી નિડરપણે જાવ કેમકે આજ સુધી જે ઓળો તમારી પાછળ ભમતો હતો તે હવે ભ-મશે નહીં "

" પણ મને તો બહુ બીક લાગે છે

"કાંઇ ચિંતા ન કરો, હવે હું ઓળાની સારી પેઠે ખબર લઇશ તમે અંહિથી જાવ અને સ્ટેશનની પાસે આવેલી ધર્મશાળામાં જઇને મુકામ કરો અને દર અઠવા-ડીએ મારી મુલાકાત લેતા રહેજો.

મોહમ્મદ શરીફ આ સાંભળી પોતાને દીલાસો દેનાર મદદગારને આર્શીરવાદો આપતો રવાના થયો અને આપણો બહાદુર ડીટેકટીવ સાંજ થવાની વાટ જોતો બેઠો.



## પ્રકરણ ત્રીજું.

અમદાવાદની પશ્ચિમે સાબરમતી નદીના કીનારે આવેલા બંગલાઓની લાઇનમાં એક પીળા રંગનો બઠા ઘાટનો બંગલો વકીલ જમીલુદીનની માલેકીનો હોવાથી તે જમીલહાઉસના નામથી ઓળખાય છે. અત્યારે બપોરના બે વાગી ગયા છે. વકીલ સાહેબ સખત તાપના સબબે ખસની ટટાઓ લગાવી તેમાંથી આવતી ઠંડી પવનની લેહકીઓમાં પોતાના પલંગ ઉપર પડયા છે અને હમણાંજ ઉંઘ્યા હોય એમ જણાય છે એટલામાં કોઇના પગનો ધબકારો સાંભળીને તેઓને આવેલી ઉંઘ ઉડી ગઇ.

વકીલ સાહેબ અસલ અહિનાજ રહીસ છે. હાલમાં તેઓની વય ચાલીસ વરસની લગભગ છે. આજથી બે વરસ પહેલાં તેમની પત્નીનો સ્વર્ગવાસ થતાં તેઓ ભારે શોકમાં આવી પડયા છે હરવા ફરવાનું મોજશોખ કરવાનું સર્વે તજી દીધું છે. એમ તો બે ચાર બચ્ચઓ થયાં પણ તે ગુજરી ગએલાં હોવાથી અત્યારે તેઓ અપુત્ર હતા. પરંતુ પોતાના મીત્રના પુત્ર અનવરને પોતાનો પુત્ર સમજી તેને કાબેલ બનાવવાને અથાગ મહેનત લઇ રહયા છે. શહેરના ગરીબ ગરબાઓના કેસો મફત લેતા હોવાથી તેઓની કીરતી ચોમેર પ્રસરી રહી છે. વકીલ સાહેબ ખાણું લઇને લગાર પોઢયા હતા કે કોઈના આવવાથી જાગી ઉઠયા. આવનાર માણસ બીજો કોઇ નહિ પણ. આપણી વાર્તાનો

નાયક અનવર છે. તેનો ખુબસુરત ચહેરો દુશમનને દયા ઉપજાવે તેવો હતો. વીસ બાવીસ વરસની વયનો તે એક ફાંકડો જુવાન હતો. અત્યારે તેના શરીર ઉપર હીંદુસ્તાનની ફેશનની કાળી અચકન અને માથા ઉપર તુર્કી ટોપી છે. જેવો તે જમીલુદ્દીનના ઓરડામાં દાખલ થયો કે જમીલુદ્દીને કહયું.

"કોણ અનવર ?"

"જી હા ! આપનો સેવક"

"આ વખતે કઈ મુંબઈની ટ્રેન આવી ?"

"હાલ હું મુંબાઈથી નથી આવ્યો પરંતુ વીરમગામથી આવું છું"

"વીરમગામથી ! એટલે ?" અજબ થતાં વકીલ સાહેબે પુછ્યું.

"હું સવારની મેલમાં મુંબઈથી આવ્યો હતો.

"તો ફરી અત્યારે સુધી કયાં રહયો, તેં તો મને મુંબાઈથી આવેલા કાગળમાં લખ્યું હતું કે હું એક બે દીવસ સુરત રોકાઈશ. અને ફરી કાલે તાર આવ્યો તેમાં આજે મેલમાં આવવાનું લખ્યું હતું અને અત્યારે ફરી વીરમગામથી કેવી રીતે આવે છે ! દીકરા ! આ કેવી ગુંચવણ ભરેલી વાત !"

"કાકાજી ! હું તો સવારની મેલમાંજ અહીં આવ્યો હતો પરંતુ ટ્રેનમાં સુઈ જવાથી વીરગામ પહોંચી ગયો"

"વાહ! એવી તે કેવી ઉંઘ?"

"હશે! પણ એક બહુજ દીલગીરીની વાત થઇ"

"શું ખેરીયતતો છેને?" વકીલ સાહેબે ગજરાઇને પુછ્યું.

"હા! ગભરાવાની કાંઇ વાત નથી, એ તો મેં એક રીવોલવર (પિસ્તોલ) મુંબઇથી બસ્સો રૂપીઆમાં ખરીદી હતી, અને બહુ મોટી ચાહનાથી તેના ઉપર મારૂં નામ સોનેરી અક્ષરોએ ખેદાવ્યું તે મારા ઉંઘી જવાથી કોઇએ ચોરી લીધો"

"ખરેખર?"

"જી હા!"

આ સાંભળતાંજ વકીલ સાહેબના હોશ ઉડી ગયા. અને ચહેરાનો રંગ ફીકો પડી ગયો એ જોઇ અનવર બોલ્યો.

"આપ શું કરવા ગભરાઓ છો. માત્ર બસ્સો રૂપીઆનીજ હતી,"

"અરે પણ દીકરા બહુ ખોટું થયું" જમીલુદ્દીને નિઃશ્વાસ નાંખી કહ્યું.

"ખોટું શાનું ?" જવાબની ઈંતેજારી ગગનવશ બોલ્યો.

"અરે અત્યારે મારા મનમાં હજારો વિચારો આવ છે."

"પણુ આમ એકાએક શોકાતુર બની વિચારો આ-વવાનું કારણુ ?"

"હા મને જરૂર ખાત્રી છે કે તેજ કોઇ નાદાની છે" વિચારોના ઘોડા દોડાવતાં વકીલ સાહેબે કહયું

"કેવી નાદાની ? કાકા જરા સમજ પાડીને કહો. મને આપની વાતોથી ગભરામણુ થાય છે"

"લે ત્યારે સાંભળ તને યાદ હશે કે મેં તારા લગ્ન માટે લખતાં લખ્યું હતું કે તારા લગ્ન સંબંધી સર્વે કોઇ રાજી છે, પરંતુ એક શરપુદદીન નારાજ છે"

"હા, આપે લખ્યું હતું અને તે મને સારી પેઠે યાદ છે, પણુ તેને અને આજની વાતને શું લાગતું વળ-ગતું છે ?"

"જરા ધીરજ ધરે, હુ કહું છુ કે આજની વાતને તે વાત સાથે કેટલો મોટો સંબંધ છે"

"જલદીથી કહો, નહિ તો હું આવી વાતોથી જરૂર ગાંડો થઇ જઇશ"

"કહું છું, પણ તે પહેલાં મને તું સાચેસાચું જ-ણાવ કે શરફુદદીન પ્રત્યે તારા મનમાં લગારે ધીકાર કે નારાજી છે ?"

"નહિ બીલકુલ નહિ"

"ખુદા કરે ને એમજ હોય" આકાશ તરફ હાથ ઉઠાવતાં વકીલ સાહેબ બોલ્યા.

"અને એમજ છે, પણ કાકા જરા આ કાગળ લઇને કોઇ માણસને સ્ટેશન માસ્તરની પાસે મોકલો તો સારૂં થાય"

"કાગળમાં શું લખ્યું છે ?"

"મારી ચોરાયલી પીસ્તોલ બાબે તપાસ કરવાનું લખ્યું છે"

"લાવ હું આપું" આટલું કહી જમીલુદદીને કાગળ લઇને ફાડી નાંખ્યો.

"આપની તબીયત તો સારી છેને ?" અનવરે વ-કીલ સાહેબની આવી વાતો સાંભળી તથા કાગળને વગર લેવેદેવે ફાડી નાંખતાં જોઇ અજબ થતાં પુછ્યું.

"હા એમ છે ખરૂં, પણ તેં કાંઇ સાંભળ્યું ?"

"નાહ, કોઇ નવી વાત સાંભળી નથી"

" ઠીક, પણ તું મેલમાં આવ્યો તે વખતે કયા ક્લા-સમાં હતો ?"

"સેકન્ડમાં !"

" તે ડબ્બામાં બીજો કોઇ ઉતારૂ હતો ?"

" હા, એક યુરોપીયન હતો. "

" અમદાવાદ સ્ટેશનની પાસે પીસ્તોલ ફુટયાની બાબત કંઇ સાંભળ્યું છે

"ના !"

" ભારે આશ્ચર્યની વાત ?"

" હું તો સુરત ઉપર ઉંઘ્યો તો ઠેઠ વીરમગામ જઇ-નેજ ઉઠયો "

" ખુદા કરેને એમજ હોય "

" પણ છે શું ? જરા કહી દો તો સારૂં ?"

" શું કહું દીકરા, આજે એક ભારે ગમખ્વાર બનાવ બન્યો છે "

" ગમખવાર બનાવ કેવો ?"

" સવારમાં તને સ્ટેશન ઉપર લેવા કાજે વહીદુદ્દીન પોતાના બેટા શરફુદ્દીનને લઇને આવતા હતા "

"હા તો શું કોઇ કચરાઇ ગયું ?" અનવરે ધીરજ ખોઇ દેતાં કહયું.

"નહિ"

"ત્યારે ઝટ કહો મને ભારે ચિંતા થાય છે."

"એટલામાં રેલનો ઝાંપો બંધ હોવાથી બંને બાપ દીકરો ઝાંપા ઉપર ઉભા રહયા અને મેલ ટ્રેન પસાર થઇ એટલામાં ટ્રેનના એક ડબ્બામાંથી પીસ્તોલ ફુટી જેની ગોળી શરફુદીનની છાતીમાં લાગી....."

"પણ તે બચી તો ગયો ને ?"

"નહિ, તે તો તેજ પળે મરી ગયો."

"મરી ગયો ?"

"તેજ વખતે"

"અફસોસ ! ત્યારે મારે જવું જોઇએ"

"પણ હમણાં તો તારી પોતાનીજ કમબખતી આવેલી છે."

"એટલે ?"

"વહીદુદીન તેમજ બીજા લોકોની એવી માન્યતા છે કે તારા લગનમાં શરફુદદીન આડે આવતો હોવાથી તેં પીસ્તોલની ગોલીથી તેનો જીવ લીધો.'

" અફસોસ ! મને તો શું પણ પડછાયા વટોકને આ વાતની ખબર નથી. "

" પણ બેટા તારા વિરૂદ્ધ પુરાવા બહુજ-મજબુત છે." વકીલ સાહેબે દીલગીર થતાં કહયું.

" કયા કયા " અનવરે ધડકતી છાતીએ પુછયું.

" તારી પાસે રેલવેમાં પીસ્તોલનું હોવું, અને તેનું ગુમ થવું, શરફુદીનની તારા પ્રત્યે નારાજી, અમદાવાદની ટીકીટ હોવા છતાં વીરમગામ જવું, અને જે મેલમાંથી ગોળીનું છુટવું તેજ મેલમાં તારી હાજરી, એ બધા પુરાવા તારી વિરૂદ્ધ છે ! "

" પણ હું ખુદાના કસમ ખાઇને કહું છું કે આ વાતોથી હું તદન બે ખબર છું. "

" બેટા ! મને તારા ઉપર પુર્ણ ભરૂંસો છે, પણ કાયદો તારા વિરૂદ્ધ છે. "

" હું તદન બે ગુનાહ છું. "

" પણ કાયદો તને ગુનેહગાર બનાવે છે. "

" અફસોસ ! લગાર આપ વિચાર કરો કે જેની સાથે હું લગ્ન કરવા ચાહું તેનાજ ભાઇને મારા હાથથી મારી નાંખું એ કોઇ કાળે બનવા જોગ છે ! "

" એ હું સારી પેઠે સમજું છું "

"ત્યારે હવે મારે કરવું શું ?"

"હાલ તરત તો તું હોટેલમાં જઇને ઉતર અને પોતાની પીસ્તોલ ખોવાઇ છે અથવા ચોરાઇ છે એનું નામ પણ ન લે"

"જેવી આજ્ઞા"

"પણ અનવર ! હું તને ફરી ચેતાવું છું કે જો નાહાનીમાં આ કામ તારાથી થઇ ગયું હોય તો એરા ઝેર ખાઇને સુઇ રહે, અને જો તું તદન નિરદોષ હોય તો પોતાને બચાવવાની પેરવી કર, અને તેમાં હું પણ મારી જાનતોડ કોશીશ કરવા તઇયાર છું."

"કાકા ! હું આપના કદમોના અને મારી જુવાનીની કસમ ખાઇને કહું છું કે હું આ વાતથી તદન અળગો છું, અને તે હમણાંજ આપના મુખથી સાંભળું છું" આંસુઓ લાવી અનવર બોલ્યો.

"ત્યારે બેટા જા, હાલ હોટેલમાં જઇને ઉતર હું તને આવતી કાલે મળીશ."ધીરજ આપતાં વકીલ સાહેબે કહયું.

"બહુ સારૂં આ ચાલ્યો"

આટલું કહી અનવર રડતાં દીલે ગાડીમાં બેસી પોતાનો સામાન સાથે લઇ સ્ટેશન પાસેની એક હોટેલમાં જઇને ઉતર્યો.



# પ્રકરણ ચોથું.

બહાદુરખાન ડીટેકટીવ પોતાના બંગલામાં બેસી નવ વાગવાની વાટ જુવે છે, એટલામાં ભદ્રની ઘડીઆળમાં નવ વાગતા સાંભળ્યાં અને તે સાથેજ નવની તોપનો પણ અવાજ આવ્યો. આ સાંભળી બહાદુરખાન તરતજ ઉઠયા, અને સ્ટેશન તરફ રવાના થયા. બહાદુરખાનને બંગલાની બહાર મોહમ્મદ રફીકના લીબાસમાં જોઇ પેલો ઓળો પણ તેમની પાછળ લાગ્યો. રાત અંધારી હોવાથી બહાદુર ખાન ઓળાનો ચેહરો જોઇ શકયા નહિ, પણ તેણે પેહરેલો સફેદ લીબાસ જોઇ તેજ મોહમ્મદ રફીકની પાછળ લાગેલો હશે એમ સમજી સ્ટેશન ઉપર ગયા, અને ત્યાંથી એક ગાડી કરી ગાડીમાં બેસી ગાડીવાળાને જોરથી કહયું કે કાંપકી તરફ ચલાવ, ગાડી ચાલી બહાદુરખાનની નજર પાછળજ હતી, એટલામાં તેઓએ પેતાની પાછળ એક ગાડી આવવાનો ખડખડાટ સાંભળયો. થોડી વારમાં ગાડી કાંપના રસ્તે આવી પહોંચી એટલે તેઓએ ગાડીવાળાને ગાડી ઉભી રાખવાને માટે કહયું. પાસેના ટેકરાની પાછળ જઇને ઉભા રહયા. થોડી વાર ગુજરી નહિ હોય કે પેલા ખડખડાટ વાળી ગાડી આવી પોંહચી અને તેમાંથી પેલા ઓળા જેવો માણુસ ઉતરીને બહાદુરખાનની પાસેથી પસાર થવા લાગ્યો, એટલે તરતજ બહાદુરખાને તેને પાછળથી પકડી નીચે નાંખી એક એવાતો જોરથી લાત મારી કે તે બેશુધ્ધ થઇને ભોંય ઉપર પડી ગયો. એટલે બહાદુરખાને

તેની દાઢી પકડતાંજ તે બનાવટી હોવાથી મુછોની સાથે નીકળી પડી, બહાદુરખાને પોતાનું ચોર ફાનસ સળગાવીને જોયું તો તે ઓળો એક યુવાન માણસ હતો. બહાદુરખાને બહુજ ચપળતાથી તરતજ હેન્ડ કેમેરાની મારફતે તેનો ફોટો ઉતારી લઈ તથા તેની કમરમાંથી કટારી તથા ગજવામાંથી પીસ્તોલ કઢી લઇ તેને ત્યાંજ પડતો મુકી પોતાની ગાડીમાં બેસી સ્ટેશન તરફ આવ્યા. સ્ટેશન ઉપર આવતાંજ ગાડીવાળાને ભાડું આપી ઘડીઆળ જોઇ તો તેમાં અગીયાર વાગવામાં વીસ મીનીટ ઓછી હતી. એટલે તરતજ પ્લાટ ફોરમ ઉપર ગયા. જ્યાં ઝાંપાની પાસે એક મુસલમાન સ્ત્રી બુરકામાં મોહડું સંતાડીને ઉભી હતી, તેણીએ જ્યારે બહાદુરખાનને મોહમ્મદ શરીફનાં લીબાસમાં જોયા ત્યારે એકદમ ગભરાટમાં "અરે આતો મોહમ્મદ શરીફ!" પોકારતાંજ તરતજ ત્યાંથી ચ લી ગઇ. આ જોઇ બહાદુરખાને કહ્યું કે "વાહ ઇગુલે દીગર શિગુફત!"



# પ્રકરણ પાંચમું.

ગરીબ બીચારો અનવર હોટેલના એક ઓરડામાં બેઠો પોતા ઉપર આવી પડેલી અણધારી આફત બાબે મનમાં ગભરાઇને વિચાર કરી રહયો હતો. અને પોતાના મનમાં બબડતો હતો કે " ઓ ખુદા હવે મારૂં શું થશે! હું ખુનીઓની પેઠે પકડાઇશ. અને ચોર લુટારા, ઠગારા અને બદમાશોની સાથે કેદખાનામાં પુરાઇશ. મારા વડીલોની આબરૂ ઉપર પાણી ફરી મને આખી દુનીઆ કુળનુ નામ ડુબાવનાર તરીકે લેખશે. હાય હવે હું કયાં જાઉં, ઓ ખુદા ! તું સારી પેઠે જાણે છે કે હું તદન બે ગુનાહ છું પરંતુ જ્યારે કોર્ટમાં મારા ઉપર પુરાવાના પ્રતાપે ખુનનો આરોપ મુકાશે ત્યારે મારૂં શું થશે ? હું ફાંસીએ ચડીશ. પણ મને આશા છે કે ઓ ખુદા તું નિર્દોષનો બેલી થઇ મને બચાવીશ.

આ તરફ તો અનવર આવા વિચારોમાં ગાંડો બની રહયો હતો, અને હોટલની બહાર એક ગાડી આવીને ઉભી રહી જેમાંથી એક સાધારણ પોશાકવાળો માણસ ઉતરીને હોટેલમાં આવ્યો. હોટલવાળા ખાનસામાઓએ પ્રથમ તો તેનો પોશાક જોઇ કડકાબંગાલી હશે એમ સમજ્યા પણ ફરી જ્યારે પેલા માણસે દસ રૂપીઆની નોટ આપીને પોતા માટે એક ઓરડો માંગ્યો ત્યારે સઉ કોઇ અજબ થવાની સાથે તેનો આદર સત્કાર કરવા મંડી ગયા. એક બુટલેલે

તરતજ નમીને સલામ કરી અને અનવરની પાસેના ખાલી રૂમ ઉઘાડી આપ્યો. પેલો મુસાફર તેમાં જઇને બેઠો. તેને થોડીજ વાર થઇ હશે કે હોટલની બહાર એક રેલવેનો ગાર્ડ યુનીફોર્મ ડરેસમાં સજ થઇને આવ્યો અને બુટલેલને પુછવા લાગ્યો.

"અહિં મી. અનવર બી. એ. ઉતરેલા છે કે?"

"સાહેબ અમે નામ તો જાણતા નથી પણ અમારે ત્યાં બે પેસેનજરો ઉતરેલા છે એક તો સાધારણ લીબાસનો છે જે હમણાંજ આવ્યો છે અને બીજો લગાર ફાંકડો છે, જાણ્યામાં તેજ મી. અનવર હશે" બુટલેલે ગાર્ડ સાહેબની ખુશામદ કરતાં કહયું,

"ઠીક તેમને મારો આ કાર્ડ આપી આવ" ગાર્ડે દમ ભરાવતાંજ બુટલેલને હુકમ કર્યો.

બુટલેલે ગાર્ડનો વીઝીટીંગ કાર્ડ લઇ બુલમાં પેલા હમણાંજ આવેલા મુસાફરની રૂમમાં ગયો અને તેને કાર્ડ આપ્યો. કાર્ડમાં નીચે પ્રમાણે લખેલું હતું.

"બાબુ બલદેવપ્રસાદ ગાર્ડ."

"આ કોણે આપ્યું?" કાર્ડ વાંચીને પેલા મુસાફરે બુટલેલને પુછયું,

"બહાર એક ગાર્ડ સાહેબ આવેલા છે તેમણે આપ્યું."

"આ માણુસને હું ઓળખતો નથી. ?"

"તો શું આપનું નામ મી, અનવર નથી?"

"ના!"

બુટલેર કાર્ડ લઇને પાછો ગયો, અને અનવરને જ-ઇને આપ્યો. અનવરે કાર્ડ જોઇ ધરૂજતા સાદે "ગાર્ડ સાહેબને અંદર બોલાવો" કહી પોતે ભારે ચિંતમાં પડી ગયો.

બલદેવ પ્રસાદ અસલ હિંદુસ્તાન તરફનો રહેવાશી હતો પણ નોકરીના સબબે હાલ તે અમદાવાદમાં રહેતો હતો. તેનું શરીર પાતલું અને આંખો અંદર બેઠેલી હતી. તેનો ચેહરો ભારે દગાખોર અને વ્યભીચારી હોવાની સાબેતી આપી રહયો હતો તેણે કારડ મોકલી બુટલેર તેને અનવરના રૂમમાં લઇ ગયો. જ્યાં જતાંજ બલદેવપ્રસાદે નમન કરતા પુછ્યું.

"આપજ મી. અનવર છો?"

"જી હા! અને આપ સાહેબ?" અનવરે બલદેવ પ્રસાદને પગથી માથા સુધી નિહાળતાં પુછ્યું.

"જી! મારૂં નામ બલદેવપ્રસાદ છે અને હું બી. બી. સી. આઇ. રેલવેમાં ગાર્ડ છું. જે ટ્રેનમાં આપ મુ-બાઇથી પધાર્યા તેજ ટ્રેનમાં હું પણ હતો." બલદેવપ્રસાદે અનવરના ચેહરા ઉપર થતાં ફેરફારને જોતાં કહયું.

" હું મુંબઇથી જે ગાડીમાં આવ્યો તેજ ગાડીમાં આપ પણ હતા. એમ જણાવવાનું શું કારણ ?" અનવરે ધડકતી છાતીએ સવાલ કર્યો.

" એટલું કારણ કે આપની કોઇ વસ્તુ ગુમ થઇ છે કે ?" ઠાવકા મુખે બલદેવપ્રસાદ બોલ્યો.

" ના મ્હારી કોઇ પણ વસ્તુ ગુમ થઈ નથી." અનવરે હીંમત કરી કહયું.

" આપ યાદ કરો, જાણ્યામાં ભુલી ગયા હશો " બલદેવ પ્રસાદે એક વાતને પકડી રાખતાં કહયું.

" નહિ જી મને સારી પેઠે યાદ છે." અનવરે વાત ઉડાવતાં કહયું.

" નહિ આપ ભુલી ગયા હશો !"

" ખેર, હું ભુલી ગયો, પણ આપને કાંઇ મતલબ ?"

" હું આપનો હિતેચ્છુ છું તેથી આપના લાભની વાત કહેવા આવ્યો છું.

" આપની મોટી મહેરબાની."

" ત્યારે યાદ કરો જોઇએ, ડબ્બામાં આપની પી-સ્તોલ રહી ગઇ છે કે ?"

"મમમમમારી પીસ્તોલ ?" ધબરાતાં ધભરાતાં અનવરે અજાયબી જાહેર કરી

"ધભરાવો નહિ, હું આપનો હિતેચ્છુ છું."

"ના હું કાંઈ ગભરાતો નથી."

"હું આપની મુલાકાત લેવા વકીલ જમીલુદ્દીન સાહેબના બંગલે ગયો હતો પણ ત્યાંથી એવી ખબર મળી કે આપ હોટેલમાં ઉતર્યા છો તેથી અહિં હાજર થયો."

"ત્યારે આપને બહુ તસ્દી પડી!"

"ના રે! એમાં કાંઈ તસ્દી જેવું નથી. પણ આપને બીજી કાંઈ ખબર મળી છે કે ?"

"ના, બીજી કેવી ખબર ?"

"શું આપને હજુ સુધી ખબર નથી ?"

"પણ શાની ?"

"તો શું ત્યારે આપે પોતા માટે અત્યાર સુધી કાંઈએ બંદોબસ્ત કર્યો નથી ?"

"શાનો ?"

"ખુનના તોહમતનો"

" ખુનનું તોહમત ? "

" હા ! આ પીસ્તોલથી ખુન કર્યાનું તોહમત ! "

" કઈ પીસ્તોલ ? "

" આ જે હાલ મારી પાસે છે તે ! "

" તે મને આપી દો. "

" ના અત્યારે નહિ. "

" તો શું કાંઇ લેવાની ઇચ્છા છે ? "

" જી, એમ પણ હોય દુનીઆં તો મતલબી છે "

" પણ હું લાંચ આપતો નથી. "

" આપવી પડશે. કેમકે અત્યારે આપ કેવા ભયંકર તોહમતમાં સપડાયલા છો તેનો લગાર વિચાર કરો, વળી પીસ્તોલ ઉપર તમારૂં પોતાનું નામ પણ કોતરેલું છે. "

" તો શું હું જાણી બુઝીને પીસ્તોલ ગાડીમાં મુકીને ચાલ્યો આવ્યો ? "

' બેશક એમાં કંઇ શક છે ? "

" જો કદાચ હું ખુની હોત તો પીસ્તોલ શામાટે મુકી આવત ? "

"મુકી ન આવત તો શું કરત ? સાથે લાવતાં તો જરૂર પોલીસ પકડત."

"હું ફેંકી દેત."

"પોલીસ શોધી કાઢત."

"હશે જવાદો એ વાત તમો શું ચાહો છો ?"

"વીસ હજાર રૂપીઆ !

"હું તો એક રાતી પાઇ પણ નહિ આપું."

"ત્યારે હું પોલીસને સોંપી દઉં ? જુઓ બહુ ખરાબી થશે ?"

"ચિંતા નહિ."

"બહુ ખોટું થશે. !"

"પરવા નહિં !"

"ફાંસીએ ચઢશો !"

"નહિં સત્યનો હમેશાં જય છે."

"અરે કલજુગમાં સત્યનું ઠેકાણું નથી !"

"પરવા નહિ"

"ત્યારે પોલીસને આપી દઉં ?"

"ખુશીથી, હું એજ ચાહું છું કે મારૂં નિરદોષપણું કોરટની મારફતે સાબીત થાય અને હું માન સાથે છુટું."

" ઓ કમનસીબ ! કાલે આ વખતે તું જરૂર કાચી જેલમાં હઇશ. " દાંત પીસીને બલદેવ પ્રસાદ પોકાર્યો.

જે વખતે આ બંનેમાં આ પ્રમાણે વાતચીત થઇ રહી હતી. તે વખતે પસેના રૂમમાં આવેલો મુસાફર પરદાની પાછળ ઉભો રહી આ બંનેમાં થતી વાતચીત સાંભળી રહ્યો હતો. તેણે આ વાતો સાંભળી પોતાના ખીસામાંથી હેન્ડ કેમેરો કાઢી અનવર અને બલદેવ પ્રસાદની સાથે છબી ખેંચી લીધી.

" ભલા માણસ ફરી કહું છું કે લગાર વિચાર કર" બલદેવ પ્રસાદે ખુરશી ઉપરથી ઉઠતાં બીજી વાર અનવરને સમજાવ્યો.

" કાંઈ વિચાર કરવાનું નથી. મારા જેવા નિરદોષીને ખુદા મદદ કરશે. "

" જો સમજી જા, ખુદાના ભરૂસા ઉપર ફાંસીએ ન લટક. "

" હશે તેની તને શી ચીંતા ! જે ભાગ્યમાં હશે તે થશે. "

" ઠીક ત્યારે જોઇ લે બચ્ચા તારી મઝા "

આટલું કહી પગ પછાડી બલદેવ પ્રસાદ ચાલતો થયો અને અનવર બીચારો પોતાની ચિંતાઓમાં પડયો.



## પ્રકરણ છઠ્ઠું.



રાતના બાર વાગે અમદાવાદ સ્ટેશનની પાસે આવેલી વીશીઓની એક ઓરડીમાં અત્યારે એક સ્ત્રી પુરૂષ બેસીને વાતો કરી રહયાં છે. તેઓ બંને કોઇ ભારે ગુંચવણમાં પડયા હોય તેમ જણાય છે, એટલામાં પુરૂષ બોલ્યો.

"શું તું ખાતરી પુર્વક કહે છે કે તેને તેં સ્ટેશન ઉપર જોયો ?"

"હા! પુરી ખાતરીની સાથે."

"અરે બીજો કોઇ હશે!"

"નહિ જરૂર તેજ મોહમ્મદ શરીફ હતો"

"ભારે આશ્ચર્યની વાત!"

"કેમ?"

"મેં મોહમ્મદ શરીફને કાંપના રસ્તા ઉપરથી ગાડી-માંથી ઉતરતાં જોયો અને થોડીજવારમાં તે અલોપ થઇ ગયો એટલામાં કોઇ બદમાશે મને સારી પેઠે માર મારી. હું તો અત્યારે મોતના મુખમાં જતો જતો બચ્યો!"

"ખુદા તારી મદદ કરે મારા વ્હાલા!"

"અરે હું તો પેલાની પછવાડે ચાલ્યો જતો હતો એટલામાં બદમાશે પાછળથી આવીને એવી લાત મારી કે હું તો બેહોશ થઇને પડી ગયો"

"ચાલો હશે, ખુદાનો આભાર માનીએ કે ખેરીયત થઇ"

"પણ હવે તો મને બહુજ બીક લાગે છે"

"એમાં બીક શાની?"

"મને તો જણાય છે કે મોહમ્મદ શરીફની જરૂર કોઇ મદદ કરે છે. કેમકે જે માણસે મને માર મારી તેણે મારા ખીસામાંની નોટોને હાથ પણ લગાડયો નહિં, પરંતુ મારી બનાવટી દાઢી મુછ તથા પીસ્તોલ અને કટારી લઇ ગયો તેથી ભારે ચિંતા થાય છે. માટે હવે આપણે અહિંથી પોબારા ગણી જવું જોઇએ"

"મને તો કંઇ સમજ પડતી નથી. તારા કહેવા પ્રમાણે હું સ્ટેશન ઉપર જઇને તારી વાટ જોતી ઉભી એ-ટલામાં મેં સ્ટેશન ઉપર મોહમ્મદ શરીફને જોયો અને તું કહે છે કે મોહમ્મદ શરીફને કાંપમાં જોયો તેથી હું તો એવો અનુમાન બાંધું છું કે:—જેને મેં સ્ટેશન ઉપર જોયો તે ખરેખર મોહમ્મદ શરીફ હતો, અને જેણે તને લુટયો તે કોઇ ભામટો હશે જે લીબાસ બદલીને આવ્યો હશે,"

"અરે નહિરે! ખરેખર મેં મોહમ્મદ શરીફને ગાડી-માંથી ઉતરતાં જોયો ને!"

"એ બાપડા ભીખારીની પાસે પૈસા ક્યાંથી હોય કે તે ગાડીમાં બેસે ! જો પૈસા હોત તો સુરતથી પગે ચાલીને શા માટે આવતો !"

"હા ! એ પણ વિચારવા જેવી વાત છે."

વાંચકો ! ઉપરની વાતોથી આપ સમજી ગયા હશો કે આ બંને સ્ત્રી પુરૂષ બીજા કોઈ નહિ. પણ કમનસીબ મોહમ્મદ શરીફની બેવફા કુલટા સ્ત્રી વહીદા અને નીચ કૃતઘ્ન એહમદ હતો, પાપનો ઘડો જ્યાં સુધી ભરાયો નહોતો ત્યાંસુધી આ બંને પાપીઓએ પોતાના પાપી દીવસો અમન ચેનમાં ગુજાર્યાં પણ કુદરતના નિયમાનુસાર હવે તેઓ દુનિયામાંજ પોતાના કૃત્યોનો બદલો પામવા માટે જુદી જુદી ચિંતાઓમાં ફસાયા. થોડી વારની ચુપકીદી પછી વહીદા બોલી,

એહમદ ! મોહમ્મદ શરીફ જેલમાંથી જીવતો બહાર નીકળશે એમ મેં સ્વપ્ને પણ આશા રાખી નહોતી.

"હા ! હું પણ એમજ સમજ્યો હતો, પણ ખેર, જે થયું તે થયું. પરંતુ બીજું કાંઇ સાંભળ્યું ?"

"ના."

"એક ખુન થયું."

"કોનું ?"

"બલદેવ પ્રસાદે મોહમ્મદ શરીફને માટે જે ગોળી છોડી હતી તે તેને ન લાગતાં એક બીચારા યુવાન મુસલમાનને લાગી, જે તરતજ મરી ગયો."

"હાય! હાય! ત્યારે હવે શું થશે?"

"થાય શું? ચારે બાજુએથી સંકટે ઘેરી છે."
"વ્હાલા ખુદા બચાવશે."

"હું તો આખા શહેરમાં મોહમ્મદ શરીફને શોધી વળ્યો પણ ક્યાંયે પત્તો લાગતો નથી. કોણ જાણે ક્યા પાતાલમાં જઇને સંતાયો છે."

"પણ આ બહારવટીઆએ તો ગજબ કર્યો."

"ખરેખર, અને વળી એની લુચ્ચાઈ તો જો? વીસ હજાર રૂપીઆ માગે છે."

"વીસ હજાર શાના? મુળમાંજ બે હજાર ઠરાવ્યા હતા ને?"

"અને તેમાંથી પણ એક હજાર તો અગાઉથીજ આપી દીધા છે."

"ફરી શાના આપવા, જે કામ માટે ઠરાવ થયો હતો, તે તો થયું નહિ અને બીચારા એક બેગુનાહને તેણે મારી નાંખ્યો."

"અરે પણ એ બહુજ બદમાશ માણસ છે. મને

આજે કહેતો હતો કે તમે મને વીસ હજાર રૂપીઆ આપો નહિ તો હું તમોને ફસાવી દઈશ."

"ત્યારે શું કરવું."

"મારો એવો વિચાર છે કે દસ હજાર આપીને માંડવાળ કરી નાંખીએ."

"ના! મફતના નથી કે આપી દઈએ."

"ત્યારે આપણે એનાથી બહુજ બીવું જોઈએ, કેમકે તે આપણો બધો ભેદ જાણે છે. તેથી જો તે ચાહે તો પળવારમાં આપણને ફસાવી શકે છે."

"એ તો ખરૂં પણ આવી રીતે રૂપીઆ વેરવાથી બહુજ જલદી આપણું દેવાળું નીકળી જશે, માટે બળદેવ પ્રસાદને ખબર ન પડે તેવી રીતે આપણે બે ચાર વરસ કોઈ બીજા સ્થળે ગુમનામીમાં જઈને રહેવું જોઈએ."

"હા! આ વિચાર સારો છે."

"હું તો પહેલેથીજ કહેતી હતી કે જો, તું મોહમ્મદ શરીફની પાછળ ન પડ પણ તેં મારૂં માન્યું નહિ, અને હાથે કરીને આ બધી વીપતીઓ પોતાને માથે વહોરી લીધી."

" મને શી ખબર કે આનું પરિણામ આવું આવશે! મેં તો આટલાજ માટે એનો પીછો પકડ્યો હતો કે એને તે કેદમાંથી છુટીને આપણને શોધી ન કાઢે."

" પણ તે છુટીને આપણું શું કરતો ?"

" શું કરતો? તું તેની પરણેતર હોવાથી પ્રથમ તો તે મને પોતાની પરણેતર સ્ત્રીને નસાડી લઇ જવાના આરોપમાં પકડીને કેદ મોકલતો, અને તે બાદ મીલમાં તથા બેંકમાં કરેલા ગરબડ ગોટાળાની સજા અપાવતો."

" હશે હવે તે કાંઇ કરી શકતો નથી. માટે ગઇ ગુજરીની યાદ ન કરતાં કાંઇ ખુશાલીની વાત ચલાવ."

" ખુશીના દીવસો ગયા, હાલ તો પકડાવાની બીકથી મારૂં મગજ ઠેકાણે નથી, પણ તું મને કહે કે જો કદાચ હું પકડાઇ ગયો તો તું શું કરીશ."

" જવા દે વ્હાલા! અત્યારે આ વાત જવા દે."

" નહિ મને જવાબ આપ."

" પણ હું કહું છું કે તું કોઇ કાળે પણ પકડાઇશ નહિ."

" પણ જો કદાચ પકડાયો તો ?"

" તો હું મારો જીવ તારા ઉપર કુરબાન કરી દઇશ. તારા લીધે તો હું જીવતી છું. માત્ર તારા પ્યારા ચહેરાને જોઇને તો હું જીવું છું માત્ર મેં તારી ખાતર એવું ભયં

કર કામ ભરેલું છે કે તેના જેવું આજ સુધી કોઇ પણ ઓએ નહિ કર્યું હોય. માટે તારા વિના હું જીવીને શું કરું પણ ખુદા કરશે તો એવું નહિ થાય."

"વ્હાલી વહીદા ! માત્ર મેં પણ જે નીમક હરામી કરી છે તે તારા ચંદ્ર સમાન ચહેરાના નૂરથી અંજાઇનેજ કરી છે ખુદા તને સલામત રાખે."

"મારા પ્યારા એહમદ ! તું લગારે ચિંતા ન કર, દુનિયામાં હું તારા માટેજ આવી છું, અને તું પણ મારા માટેજ. માટે લગારે ચિંતા ન કર, બળતી ચેહમાં તારી સાથે કુદવાને હું હર વખત તઇયાર છું."

"શાહબાશ ! વ્હાલી શાહબાશ !"

"તો હવે આ વાત નકી થઇ ચુકી ને, કે આપણે અહીંથી પસાર થઇને કોઇ બીજા સ્થળે ગુમનામીમાં જીંદગી ગુજારવી."

"હા નકી."

વહીદા અને એહમદ આ વાતો કરતાં કરતાં નિંદ્રાને વશ થઇ ગયાં



## પ્રકરણ સાતમું.



વહીદુદદીન પોતાના બંગલાના વરંડામાં ઇઝીચેર ઉપર અઢેલીને ભારે ગમગીનીમાં બેઠાં છે. પોતાના એકના એક બેટાના ગમખાર મરણથી અત્યારે તેઓના ચહેરા ઉપર ભારે ઉદાસી વ્યાપી રહી છે. આંખો રડવાથી સુજીને લાલ થઇ ગઇ છે, એટલામાં નોકરે ફોજદારના આવવાની ખબર આપી એટલે તેઓએ લગાર હુશિયાર થઇને અંદર આવવા કહ્યું, થોડીવારમાં પોલીસનો ફોજદાર દીલગીરી જાહેર કરનારો ચહેરા સાથે વહીદુદીનની પાસે આવ્યો અને સલામ કરી પાસેની કુરસી ઉપર બેસી ગયો. વહીદુદદીને આવા દુઃખમાં હોવા છતાં પણ યોગ્ય સત્કાર કરી ખબર પુછી તેના જવાબમાં ફોજદાર બોલ્યો.

" આપની મહેરબાનીથી સારો છું, પણ આપના જુવાન બેટાના મરણનું સાંભળી ભારે દીલગીરી ઉપજી છે. "

" શું કરું, સબર કરીને બેઠો છું. ખુદાનો માલ હતો તેણે આપ્યો હતો અને તેણેજ પાછો લઇ લીધો. " આંખોમાં આંસુ લાવી વહીદુદદીન અચકાતાં અચકાતાં બોલ્યા.

" ખુદા આપને સબર આપે. પરંતુ ગાડીમાંથી મરહુમ ઉપર કોણે ગોળી ફેંકી તે કાંઇ યાદ છે, અથવા આપનો કોઇ ઉપર શક છે ? "

"નહી મને લગારે શક નથી. તેમજ મારો કોઇ દુશમન નથી કે જેના ઉપર શક લઇ જાઉં."

"કોઇના ઉપર પણ શક નથી?"

"ના, કોઇ મારો દુશમન છેજ નહિ કેમકે હું કોઇને મારો દુશમન સમજતોજ નથી."

"તો શું આપ મી. અનવર બી. એ. ને ઓળખો છો?"

"હા, કેમ નહિ એને તો હું સારી પેઠે જાણું છું."

"આપ એના વિશે કેવા વિચાર ધરાવો છો?"

"બહુજ ઉંચા! તે એક બાહોશ અને લાયકીવાળો જુવાન છે."

"આપના બેટાની સાથે એને કાંઇ ખટપટ જેવું હતું?"

"નહિ એવું કાંઇ હતું નહિ."

"તેમની સાથે આપને કાંઇ સગવટ થાય છે?"

"ફોજદાર! સાહેબ આવા સવાલો પુછવાનું શું કારણ?" વહીદુદદીને લગાર હટાર થતાં અજબ થઇને પુછ્યું.

"મારી એક ધારણા છે. અગર ખુદા કરશે તો ખુનીની બાતમી મળી જશે." વિચાર કરતાં ફોજદારે જવાબ આપ્યો.

"અનવરની સાથે પહેલાં મારે કાંઇ અણબનાવ નહોતી, પણ હવે પછી મારો વિચાર તેને મારી દીકરી આપવાનો છે."

"એમ કે ! વારૂ આપને મરહુમ સિવાય બીજો પણ પુત્ર છે ?"

"ના તે એકજ હતો અને એક પુત્રી છે."

"મરહુમે પોતાની બહેનના લગ્ન સંબંધી અનવરથી કાંઇક અણગમો બતાવ્યો હતો કે ?"

"હા, એ વિરૂધ્ધ હતો."

"ત્યારે મારી ધારણા ખરી પડી ખરી !"

"કેવી ધારણા ? મને તો આપના આ સવાલોમાં કાંઇ સમજ પડતી નથી."

"વાત એવી છે કે મરહુમના ખુનીનો પતો મેળવી લીધો !"

"કેવી રીતે ? અને તે કોણ ?"

"મી. અનવર બી. એ."

" શું અનવર ખુની ? "

" જી હા. "

" હું કદીએ ન માનું. "

" આપને માનવુંજ પડશે. "

" નહિ, અનવર જેવો લાયક છોકરો આવું નીચ કૃત્ય કરેજ નહિં "

" જે વસ્તુ ચળકે છે તે કાંઇ સોનું હોતી નથી "

" પણ તમારી પાસે તેના ખુની હોવાના શા શા પુરાવા છે. ! "

" એક નહિ પણ અનેક "

" પણ ફોજદાર સાહેબ, માફ કરજો આપે ખુનીને શોધવામાં ભુલ કરી છે. અનવર જેવો કેળવાયલો અને બાહોશ માણસ ખુની હોયજ નહિં "

" નહિ તેજ ખુની છે, અને તેને પકડવા માટે આ વારંટ લઇને જાઉં છું. "

" ખરેખર આતો અન્યાય થાય છે "

" નહિ અન્યાય થતો નથી તે ખુની છે કેમકે હમણાંજ બલદેવ પ્રસાદ નામના રેલવેના ગાર્ડે સ્ટેશન માસ્ત-

રની મારફતે મારી ઉપર એક પીસ્તોલ મોકલી આપી ‍ જેના ઉપર સાફ શબ્દોમાં અનવરનું નામ ખોદેલુ છે. વ જે ત્રેનમાં અનવર મુંબઇથી આવ્યો તેજ ત્રેનમાંથી મળી આવેલી છે."

"શુ ખરેખર?' અજબ થતાં વહીદુદ્દીન પોકારી ઉઠ

"જી હા ખરેખર!' ફોજદારે ખાતરી આપતા કહ

આ સાંભળી વહીદુદ્દીન ભારે અફસોસીમાં પડી ગ બેટાની જુદાઇનો ઘા તાજોજ હતો તેમાં તેના ખુની તર એવા માણસનું નામ લેવામાં આવ્યું કે જેને તેઓ હદ વધારે ચાહી ઘર જમાઇ બનાવવાનો ઇરાદો કરી રહ્યા હ જયારે ફોજદારે અનવરના ખુની હોવાની ખાતરી આ ત્યારે તેઓ બે બાકલા બની રોવા લાગ્યા. ફોજદારે તેમ દીલાસો દેતાં પોતાની મતલબ કહી.

"આપ અનવરને ઓળખતાં નથી તે તો મુંબઇ એક પુરો બદમાશ છે. મુંબઇમાં પણ તેણે શા કાળાધો કર્યા છે તેના પુરાવા તઇયાર થઇ રહ્યા છે. માટે આપને સાક્ષીમાં આવવું પડશે અને કોર્ટમાં આવીને મ આટલુંજ કહેવું જોઇએ કે મરહુમની સાથે અનવરની દુ મની હતી."

"ફોજદાર સાહેબ! અફસોસ જગતમાં કોનો ભર કરવો જોઇએ. એ તો ઠીક થયું કે તમે ચેતાવ્યો નહિ મારી છોકરીને કુવામાં નાંખવા તઇયાર હતો. ખેર ત

કહેશે તો હું કોર્ટમાં શાક્ષી આપીશ અને જે સાચી વાત હશે તે કહી દઇશ. "

" ત્યારે હવે મને રજા છે "

" ભલે પધારો "

ફોજદાર સલામ કરીને સીધો જમીલુદીન વકીલના બંગલે ગયો જ્યાંથી ખબર મળી કે અનવર તો સ્ટેશન પાસેની હોટેલમાં ઉતર્યો છે તેથી તે હોટેલ તરફ રવાના થયો.

હોટેલમાં અનવર અફસોસી અને દીલગીરીમાં નિંદ્રાવશ થયો છે એટલામાં જમીલુદીન વકીલ તેની ખબર લેવા અર્થે આવે છે અને અનવરને નિર્દોષપણે ઉંઘતો જોઇ તેઓ મનમાં કહે છે કે શું એક ખુની, એક બદમાશ, એક દુરગુણી માણુસ આવી રીતે મીઠી ઉંઘ લઇ શકે છે. નહિ નહિ ! અનવરના બેગુનાહ હોવા માટે તેની અત્યારની મીઠી ઉંઘ સાખેતી તથા તેના નિર્દોષપણા માટે ગવાહી આપી રહી છે. હજુ તેઓ પોતાના મનમાં અહિંજ સુધી વિચાર કરી શકયા હતા કે અનવર બેદાર થયો અને પોતાની રૂમમાં પોતાના વડીલને આવેલા જોઇ તરતજ ઉઠીને નમન કરી ખુરસી ઉપર બેસી જાય છે, એટલે વકીલ સાહેબે પુછ્યું.

" શું તું પાક પરવરદિગારના કસમ ખાઇને કહે છે કે તેં ખુન કર્યું નથી. "

" હા ! બેશક હું મારા પેદા કરનારના કસમ ખા-ઇને કહું છું કે મેં આ નીચ પગલું ભર્યું નથી."

આ સાંભળતાંજ વકીલ જમીલુદીનના દીલ ઉપર બહુજ ઉંડી અસર થઇ અને તેથી તેઓએ છાતી ઠોકતાં ગંભીર અવાજે કહયું.

" બેટા ! બસ મને તારા નિર્દોષપણાની ખાતરી થઇ ગઇ, માટે તું ગભરા ના. જો કે તારા વિરૂધ્ધમાં બહુજ મજબુત પુરાવાઓ ઉભા કરવામાં આવ્યા છે, છતાં બેટા હું તને નિર્દોષ સાબેત કરવામાં જીવ જાન કોશીશ કરી તને નિર્દોષ બનાવી માનની સાથે આ આરોપમાંથી મુક્ત બનાવીશ."

આ વાતો થઇ રહી હતી એટલામાં ફોજદાર પાંચ સીપાઇઓને લઇને આવી પહોંચ્યા. આ જોઇ અનવરના ચહેરાનો રંગ ઉડી ગયો, છાતી ધડકવા લાગી અને આંખોમાં ઝલઝલીઆ આવી ગયાં. ફોજદારે રૂમમાં દાખલ થતાંજ જમીલુદીનને સલામ કર્યો. એટલે સલામનો જવાબ આપતાં જમીલુદીન બોલ્યા.

" પધારો ફોજદાર સાહેબ "

" જી ! હાજર થયો ' નમવાનો ડોળ કરતાં ફોજદાર બોલ્યો.

" કેમ આવવું થયું ? ' ધડકતી છાતીએ જમીલુદીને પુછ્યું.

"શું કહું......" અનવરને પીસ્તોલ બતાવીને "જી. અનવર આ પીસ્તોલ તમારી છે કે ?"

"હા, મારી છે" અનવરે હીમ્મતથી કહ્યું.

"ત્યારે આપ રેલવેના ડબ્બામાં કેમ મુકીને ચાલ્યા આવ્યા ?" ફોજદારે સવાલ કર્યો.

"હું મુકીને આવ્યો નથી પણ તે મારી પાસેથી ગુમ થઇ ગઇ હતી અનવરે પોતાનો બચાવ કરતાં જવાબ આપ્યો.

"એમ હશે ત્યારે" અનવરના હાથમાં વોરંટ આપતાં "જરા આ વાંચવાની તસ્દી લેશો ?"

અનવરે વારંટ હાથમાં લઇ વાંચવા માંડ્યું, પણ જ્યારે તે પોતાનાજ માટે છે એમ જોયું ત્યારે તેના હાથ ઢીલા પડી ગયા. હાથ પગમાં કંપારી છુટી અને તેવીજ હાલતમાં તેણે ગરીબાઇ અને ઓશીયાળાપણાંથી જમીલુદીના ચહેરા સામું જોયું. જમીલુદીને તરતજ ઉઠીને અનવરને ગળે લગાવ્યો, અને વારંટ જોઇ ધીરજ આપતાં બોલ્યા. "બેટા તું લગારે ગભરા નહિ તને બેગુનાહ સાબીત કરવા માટે હું આકાશ અને પાતાળ એક કરી દઇશ, બેટા મને પુર્ણ ખાત્રી છે કે તું બેગુનાહ છે, મ્હારા મીત્રનો દીકરો કોઇ કાળે ખુની હોયજ નહીં માટે લગારે ગભરા ના. અને માથે આવી પડેલી વીપતીને ધીરજની સાથે ઉઠાવી લઇ નામદાર સરકારના વોરંટને માન આપી ફોજ

દાર સાહેબની સાથે જા, હું તારા બચાવની કોશીશમાં જાઉં છું" આવાં હિમ્મતભર્યાં વચ્ચ્રુ સાંભળી રડતાં રડતાં અનવર બોલ્યો.

"આપનો મને પુરો ભરસો છે તેથી હું જાઉં છું જુઓ કાકા મારૂં આ જગતમાં આપના સિવાય બીજુ કાઇ નથી"

"બેટા! ખુદા માલીક છે, તેજ તને બચાવશે. તારી બેગુનાહી તારી વ્હારે ચઢશે અને હું તો આજથી આજ કામ પાછળ તન મન અને ધનના ભોગે પડું છું ખુદા મદદ કરશે." આટલું બોલતાં બોલતાં જમીલુદીન પણ રડી પડયા તો પણ આંસુઓને તરતજ લોહી નાંખી ફોજદારને કહયું.

"ફોજદાર સાહેબ! આપ આપનું કામ કરો."

આ સાંભળી ફોજદારે સીપાઇની પાસેથી હાથકડી લઇ અનવરને પહેરાવી દીધી, તે બાદ વકીલ સાહેબે ફોજદારને પાસેની રૂમમાં બોલાવી સો રૂપીઆની નોટ આપતાં કહયું.

"આ આપની પાનસોપારી છે."

"હેં હેં એની શી જરૂર છે!" નોટો ગજવામાં મુકતાં ફોજદારે બોલ્યા.

"જો કે આ રકમ આપના લાયક નથી છતાં જે દીવસે આ કેસમાં ફતેહ મળશે તે દીવસે આપને રાજી

કરવામાં હું કસર નહિ રાખું માટે આપ મહેરબાનીની રાહે મારા બેટાને આરામમાં રાખજો, જુઓ આ લાડમાં ઉછરેલો છે. આપની એક મહેરબાનીની નજરથી આને આરામ મળશે " ફોજદારને વીનવતાં વકીલ સાહેબ ગદગદિત કંઠે બોલ્યા.

" આપ ગભરાઓ નહિ, અનવરમીયાં તો મારા બાપની પેઠે છે માત્ર આ હાથકડીઓ તો કાયદાને માન આપવા ખાતરજ પહેરાવી છે. "દીલાસો દેતાં ફોજદાર બોલ્યો.

" મને આપથી એવીજ આશા છે ' બહાર આવીને ( અનવરને ) " બેટા આમ આવ "

અનવરને જમીલુદીને બાથમાં લઇ તેની પેશાની ઉપર ચુંબન કર્યું અને હીંમત આપતાં કહ્યું.

" બેટા ગભરાતો નહીં, જો ફોજદાર સાહેબ આપણાજ માણસ છે "

" મને ભુલી ન જતાં " રડતાં રડતાં અનવર આ શબ્દો બોલતાં ફોજદારની સાથે હોટેલની બહાર ગયો.



# પ્રકરણ આઠમું.

---

સવારના અગીયાર વાગે ડીરેક્ટીન બહાદુરખાન પોતાના બંગલામાં બેસી એક અંગરેજી વર્તમાન પત્ર વાંચી રહયા છે, એટલામાં નોકરે આવીને ખબર આપી કે

"સાહેબ! એક ગ્રહસ્થ આપને મળવા માગે છે"

"કોણ છે?"

"પ્રથમ કોઈ દીવસે આવેલો નથી"

"મુસલમાન છે કે હીંદુ?"

"મુસલમાન!"

"નામ શું છે!"

"જમીલુદ્દીન વકીલ"

"ઠીક પાસેના રૂમમાં બેસાડ"

નોકરે બહાર જઇ જમીલુદીનને બંગલામાં લાવી ડરોઈંગ રૂમમાં બેસાડયા થોડી વાર થઇ હશે કે બહાદુરખાને અંદર આવી સલામ કરી એક ખુરશી ઉપર પોતાની બેઠક લેતાં કહયું.

"કેમ પધારવું થયું!"

" એક નિર્દોષ ખુનના આરોપમાં પકડાયો છે તેના બચાવ માટે આપની મદદ લેવા આવ્યો છું "

" હું નિર્દોષની મદદ માટે હરવખત તઈઆર છું "

" ત્યારે મારા મીત્રની નીશાની એટલે મારા મરહુમ મીત્રનો પુત્ર અનવર કે જે હાલમાંજ બી. એ. ની પરિક્ષામાં પાસ થયો છે તે ખુનના તહોમતમાં સપડાયો છે. તેની સામે પુરાવાઓ બહુજ મજબુત છે પરંતુ હું ખાત્રી સાથે જણાવું છું કે તે આ કેસમાં નિર્દોષ છે. "

" મી. અનવર બી. એ. ! ( લગાર વીચાર કરીને હા હમણાં થોડાજ દીવસ ઉપર મેં પેપરમાં નામ જોયું હતું શું તે બીચારો સપડાયો છે? અફસોસ પણ તમે ખાત્રીથી કહો છો કે નિર્દોષ છે ? "

" જી હા, મને પુરેપુરી ખાત્રી છે "

" વકીલ સાહેબ ? આપના જણાવવા પહેલાં મને આ કેસની બાતમી મળી ચુકી છે અને હું તેની તપાસમાંજ છું "

" ખુદા આપને મદદ કરે " જમીલુદ્દીનને આકાશ ભણી હાથ ઉઠાવતાં કહયું

" મને આ કેસની પુરેપુરી માહેતી મળી ચુકી છે "

" ફરી આપનો શો મત છે ? "

" હું હાલ કાંઇ કહી શકતો નથી "

" પણ હું તેના બચાવની થોડી ઘણી ઉમેદ ખું કે "

" તે કાંઇ કહી શકાય નહીં "

" મને અનવરની બહુજ ચીંતા થાય છે "

" ચિંતા જેવોજ મામલો છે ? "

" સર્વે જણુ અનવરની વિરૂદ્ધ મત બાંધે છે, અને અધુરામાં પુરા વહીદુદદીન પણ અનવરની વિરૂદ્ધ થઇ ગયા છે "

" તેઓ શું કહે છે ? "

" કહે છે કે અનવરેજ ખુન કર્યું છે "

" તેઓ બીચારા તો જે કાંઇ ખરૂં છે તેજ કહે છે"

" એટલે ? "

" એટલે શું, બેટાના મરણથી તેઓ અર્ધ ગાંડા જેવા તો થઇ ગયા છે અને વળી પુરાવા એવા આવીને ઉભા થઇ ગયા છે કે અજાણ્યો માણસ પણ ખુની તરીકે અનવરનેજ લેખે "

" તો શું મારે અનવરના બચાવની આશા રાખવી જોઇએ ?

"કેમ નહિ, આશા તો રાખવીજ જોઇએ"

"તો ઠીક ત્યારે માફ કરજો અત્યારે તો રજા લઉં છું, પણ ફરી આપને (હાથ જોડીને) વિનંતી કરૂં છું કે આપ અનવરના બચાવની કોશીશ કરી એક બેગુનાહને બચાવવા મહેનત કરજો"

"વકીલ સાહેબ! નચિંત રહો, મને અનવરની સાથે કુદરતી હમદરદી થઇ ગઇ છે, તેથી તેનો બચાવ થયે મને અનહદ આનંદ ઉપજશે"

"ખુદા આપને મદદ કરે" આટલું કહી જમીલુદ-દીન બંગલાને છોડી ગયા. હજુ પાંચ મીનીટ પુરી પણ નહિ થઇ હોય કે નોકરે મોહમદ રફીકના આવવાની ખબર આપી એટલે તેમને પણ તેજ રૂમમાં બોલાવ્યા, મોહમદ રફીકે રૂમમાં દાખલ થઇ સલામ કરી ખુરશી ઉપર પોતા-ની બેઠક લીધી એટલે બહાદુરખાન બોલ્યા.

"કેમ, હવે પેલો ઓળો તમારી પાછળ ફરે છે કે!"

"ના સાહેબ આપની મહેરબાનીથી મેં તે દીવસ પછી તેને જોયો નથી"

"આ છબી કોની છે? તમે આને ઓળખો છો?" એક છબી બતાવતાં બહાદુરખાને પુછ્યું.

"હા! આ છબી તો મારા દત્તક એહમદની છે

આપની પાસે ક્યાંથી આવી ?" અજબ થવાની સાથે મોહમદ રફીક પોકારી ઉઠયો.

"એ હું પછી કહીશ હાલ તરત તમે જાઓ ઈન-શાઅલ્લાહ થોડા દીવસમાં ખુશખબરી સંભળાવીશ કે તે ઓબો તમારો વારસ એહમદજ હતો"

આ સાંભળી અજબ થતાં મોહમદ રફીક બહા-દુરખાંનનો બંગલો છોડીને વીશી તરફ ગયો.



# પ્રકરણ નવમું.

રાતના નવ વાગે મુંબઇ મેલ અમદાવાદના સ્ટેશન ઉપરથી ઉપડી ચુકી છે પોરટરો, ગેસના ફાનસો હોલવી રહયા છે ટીકીટ કલેકટરો ઝાંપો બંધ કરી પોતાની ઓફી-સમાં જઇ રહયા છે પાન બીડી અને મેવો વેચનારાઓ પોત પોતાના ઘરે વિદાય થવાની તઇયારીમાં છે ; એટલામાં એક મીઠાઇ વેચનાર મીઠાઇનો ખુમચો લઇને ઝાંપાની બ-હાર બેસી પોતાની મીઠાઇના રાગડા તાણી રહયો છે તેના લુગડા તથા ડોળ ડાળ ઉપરથી જણાય છે કે તે અમદા-વાદનો ઘાંચી છે, તે કોઇની પણ ન સાંભળતાં પોતાની મીઠાઇના બાંકા પુકી મીઠાઇ વેચી રહયો છે, એટલામાં બલ-દેવપ્રસાદ ગાર્ડ પોતાની ડયુટી પુરી કરી ઝાંપામાંથી નીકળી ઘર તરફ જાય છે એ જોઇ ઘાંચીએ તેમને પોતાની પાસે બોલાવતાં મીઠાઇના રાગડા તાણતાં કહયું.

" આ...આ...આ...આ...વો...ગ...યા...ટ...સા-...હ...હે...બ...મી...ઠા...ઇ...તા...આ...આ...જી...જી...રે........."

આ સાંભળી બલદેવ પ્રસાદ તેના ખુમચાની પાસે ઉભો રહી ગયો અને ખુમચામાં કઇ કઇ મીઠાઇઓ છે તે જોતાં બોલ્યો.

" કેમ ક્યા કઇ કઇ મીઠાઇઓ છે ?"

"આવો મારા મહેરબાન, સુતરફેણી છે, બદામનો હલવો છે. સુરતની બરફી છે, માવાના પેંડા છે, ઘીની પુરીઓ છે, ઘીના ગાંઠીઆ છે, તાજી જલેબીઓ છે લઇ જાઓ મારા સાહેબ કેટલી જોખું ?"

"અલ્યા પણ આ બધી મીઠાઇઓ તાજી છે કે વાસી ?"

"ચાખીને લ્યો"

"પણ અત્યારે તો પઇસા નથી કાલેક લઇ જઇશ"

"વાહરે મારા સાહેબ ? પઇસાની શી અધીરી પડી છે આજે નહિ ને કાલે આપજો"

"કાલે નહિ હું તો પગાર ઉપર આપીશ"

"અરે પગાર ઉપર શું આપની મરજી પડે ત્યારે આપજો ને ? આપના જેવા સરદારના પઇસા ક્યાં જવા-ના છે"

"ત્યારે એક રૂપીઆની બરફી જોખ"

"બસ એક રૂપીઆની"

"ફરી બીજી વખતે જોઇશું"

"પણ આ સુતરફેણી બહુ મઝેની છે હો, આપના જેવા ઉમરાવોના ટેસને લાયકજ છે"

" આપ, ત્યારે એ પણ આઠ આનાની "

" અને આ માવાના પેંડા તો જુઓ હમણાંજ બનાવીને ચાલ્યો આવું છું "

" ના અત્યારે નહિ ફરી જોઇશું "

" અરે લઇ જાઓને સાહેબ, ફક્ત નમુનાના માટે લઇ જાઓ મારે તમારી પાસે પૈસા નથી લેવા "

આટલું કહી સઘળી મીઠાઇઓ શેર શેર બાંધી આપી અને તે પછી ખુમચો માથા ઉપર મેલતાં હળવેથી બળદેવ પ્રસાદના કાનમાં કહયું.

" મારે આપથી કાંઇ વાત કરવી હતી ! "

" શું ? "

" આપ રેલવે ગ્યાટ છોને ? "

" હા કેમ ? "

" મારૂં એક કામ નહિ કરો ? "

" શું છે ! "

" મારી પાસે આજ કાલ જરા રૂપીઆની બહુજ છુટ રહે છે તેથી કોઇ રેલવેના નોકરને ધીરવી વ્યાજ રકવી આપો તો મોટી મહેરબાની થાય "

આ સાંભળી બળદેવપ્રસાદના ચહેરા ઉપર એક ખુશાલીનો પ્રકાશ ચમકયો તે સાથેજ તેણે ધાંચીને પુછયું.

" વ્યાજ શું લઇશ ? "

" જે આપ અપાવો તે ! "

" હું તો દસ આના લેખે અપાવીશ "

" ઘરેણા પર ને ? "

" ના આંગ ઉપર "

" આંગ ઉપર તો રૂપીઓ એક અપાવો "

" ના રૂપીઓ નહિ પણ બાર આના અપાવીશ "

" પણ રૂપીઆ કોના માટે જોઇએ "

" તારે શું ! ગમે તેને જોઇતા હોય, તારે તો મારી પાસેથી ખાતું પડાવી લેવું "

" ઠીક ત્યારે ચિંતા નહિ પણ રૂપીઆ કેટલા જોઇશે?"

" હાલ તરત તો બસ્સો "

" તો હમણાં મારી પાસે એકસો રૂપીઆની નોટ છે તે લેતા જાવ "

" ત્યારે એક આનાની ટીકીટ મંગાવી લે હું અત્યારેજ ચીઠી લખી આપું "

"વાહ ! આપના જેવા ઉમરાવ પાસેથી ટીકીટ ઉપર ચીઠી લખાવવાની શી જરૂર છે. ફકત એક સાદા કાગળ ઉપર ચીઠી લખી આપો."

"નહિ જેવી રીતે ખાતું પડાવવાનો ધારો હોય તેવી રીતે પડાવી લ્યો"

"હવે રહેવા દો સાહેબ ! આતો એકસો રૂપરડી છે હજાર રૂપીઆ હોય તોએ શું ! આપના જેવા સરદારના માટે તો જાન હાજર છે જાન !"

બલદેવપ્રસાદ ઘાંચીની આવી વાતો સાંભળી મનમાં ફુલાવા લાગ્યો અને ખુશી થઇને મનમાં કહેતો કે "વાહ સારો બીલ્લુ હાથ લાગ્યો છે. હવે રૂપીઆની છુટ સારી પેઠે રહેશે અને તેથી મન ગમતી મોજ ઉડાવીશ."

ઘાંચીએ જેવી રીતે કહયું તેવી રીતે બલદેવપ્રસાદે ચીઠી લખી આપી અને સો રૂપીઆની નોટ તેજ વખતે લઇને ખીસામાં મુકી તે બાદ ઘાંચીએ પુછ્યું.

"આપનું ઘર કયાં છે ?"

"કાલુપુર દરવાજાની પાસ વોહરાની મોટી ચાલીના બીજા માળે"

"ઠીક, પણ સાહેબ ખોટું તો નહિ માનો ?"

"નાહ ! નહિ !"

" એક વાત પુછું "

" ખુશીથી "

" આપ કેવા છો ? "

" કનોજીયા બ્રાહમણ "

" ઓહો ત્યારે તો અમારા ગોર થાવ "

" હા ! કેમ નહિ વળી પણ તું શુ પુછતો હતો "

" કંઇ નહિ, હવે નહિ "

" કેમ ? "

" એમજ આપ બ્રાહમણ છો ને ? "

" તેમાં શું થયું તારે જે પુછવું હોય તે પુછને ! "

" તો શું આપને કાંઇ ખાવા પીવાનો શોખ ખરો કે ? "

" કેમ નહિ વળી રેલવે સરવંટ થઇને ખાવાપીવાનો શોખ ન હોય કે ? "

" તો ફરી મને એકાદ દીવસ બોલાવોને "

" કોણ ના કહે છે, આજેજ ચાલ, આપણે ત્યાં તો રોજ દીવાલી છે. "

" બહુ સારૂં પણ કાલે રાખો તો ઠીક "

" જેવી તારી મરજી પણ યાર મારો પગાર તો થયો નથી અને આ રૂપીઆ તો મેં એક મીત્ર માટે લીધા છે. પણ કાલના ખાવાપીવાના પઇસા તું આપ, પગાર ઉપર તને આપી દઇશ."

" અરે આ શું બોલો છો પઇસા તો હાથનો મેલ છે"

" ત્યારે લાવ દશ રૂપીઆ પીવાના અને પાંચ રૂપીઆ ખાવાના."

" લ્યો આ પંદર રૂપીઆ શું ! આપને ખાવાનો પણ શોખ છે ?" કેડમાંથી રૂપીઆ કાઢીને આપતાં પાચીએ પુછયું.

" બહુજ, એકાદ દીવસ ન મળે તો ચેન ન પડે ચેન "

" એમકે ? હાય ! ખાવાની વાત સાંભળી મને મારો પારસી દોસ્ત કેકુ યાદ આવી ગયો."

" કયો કેકુ ?"

" રૂસ્તમ તાડીવાલાનો છોકરો, બીચારો મારો એવો જીગજાન દોસ્ત હતો કે અમે બંને જણા સાથેજ ફરતા ફરતા હતા. ચોથે પાંચમે તે બંદુક લાવતો અને અમે બંને જણા શીકારે જતા, તે બીચારો શીકાર કરતો અને શીકારને જંગલમાંજ ખાતા, હાય તે બીચારો જુવાનીમાંજ

મરી ગયો. મયાટ સાહેબ શું તમને પણ શીકારનો શોખ છે કે ?"

"વાહ ! કેમ નહિ, એવી સરસ બંદુક લગાવું છું કે કાંઇ કહેવાની વાત નહિ, હમણાં ચાર પાંચ દીવસ ઉપર ચાલતી ત્રેનમાં...... "

આટલું બોલતાંજ બલદેવપ્રસાદને ધ્યાન આવતાં બીજી વાત ચાવી ગયો એટલે ઘાંચીએ અજાબ થતાં તેજ વાતને પકડી રાખી પુછ્યું.

"શું ચાલતી ત્રેનમાં ?"

"કંઇ નહિ કંઇ નહિ"

"જોયું તમારા દીલમાં કપટ છે. હમણાંજ કાંઇ કહેતા હતા ને હવે કહો છો કે નહિ. ઠીક સાહેબ ઠીક, જેવી આપની મરજી, પણ મારી વાત યાદ રાખજો કે હું પઇસા ટકાનો ભુખ્યો નથી હું તો માત્ર દોસ્તીનો ભુખ્યો છું જ્યારે કેકુ મરી ગયો ત્યારે તેની પાસે લગભગ બે હજાર રૂપીઆ નીકળતા હતા, પણ જ્યારે તે મરી ગયો ત્યારે મેં તે રૂપીઆનું નામ ન લેતાં ખાતું માંડી વાળ્યું. જો આપને મારો ભરૂસો ન આવતો હોય તો ઘેર આવીને ખાતું જોઇ લ્યો. માટે સાહેબ ? હું તો એવો માણસ છું કે પ્રભુ ન કરે ને કોઇ દીવસે તમે ખુન કરીને પણ આવ્યા હોવ તો તેને ઉઘાડો ન પાડતાં પોતાના જીવના જોખમે તેને છુપાવી હજારો રૂપીઆ ખરચી નાંખતાં વાર લગાડું નહિ, હા, આપ હજુ મને પુરેપુરો ઓળખતા નથી."

આ લાંબી વાત સાંભળી બલદેવપ્રસાદને લગાર ભરૂસો આવ્યો તો પણ અસલ વાત ઉડાવતાં બોલ્યો.

"જોને! હું તો એમ કહેતો હતો કે બંદુક તાકવામાં મારો હાથ એટલો બધો બેસી ગયો છે કે જો કદાચ ચાલતી ગાડીમાંથી નેમ લેઇ ને ગોલી મારૂં તો તે કોઇ કાળે પણ ખાલી ન જાય"

"હશે હવે આ વાત જવાદો. હું કાલે બરોબર સાત વાગે આપના ઘેર આવીશ"

"હા! બરોબર ટાઇમસર આવજે"

"જરૂર આવો આપ બધી તઇયારી કરી રાખજો"

"કહેવું નહિ પડે"

"જો કદાચ ખુટે કરે તો એક બે રૂપીઆ વધારે લઇ જાઓ"

"લાવ ત્યારે બે રૂપીઆ આપ વધ ઘટનો હીસાબ થઇ રહેશે"

ઘાંચીએ બે રૂપીઆ આપ્યા જે લઇને મનમાં મલકાતાં મલકાતાં બલદેવપ્રસાદ જમશેદજીના પીડામાં પેઠો, અને ઘાંચી પોતાનો ખુમચો માથે ઉઠાવી પાંચકુવા તરફ ગયો.



# પ્રકરણ દસમું.

સાંજના પાંચ વાગ્યાના સમયે વહીદુદ્દીનના બંગલાની અગાસી ઉપર તેમની દીકરી જમીલા હાથમાં ચોપડી લઇને વાંચી રહી છે અને તેની પાસે તેની આયા ઉભી છે. જમીલાની વય આશરે પંદરેક વરસની હતી. તેણીનો ચેહેરો ગુલાબના ફુલ સમાન ખીલેલો હતો. પણ પોતાના એકના એક ભાઇના અકાળ મૃત્યુથી તેણી અત્યારે દીલગીર જણાતી હતી. તેણીના રૂપમાં જો કે દીલગીરીથી કાંઇ વધુ ફેરફાર થયો ન હતો, તો પણ કુંદનની પેઠે ચળકતા ચેહેરા ઉપર દીલગીરીની છાપ સાફ જાહેર દેખાતી હતી. જમીલાની પાસે ઉભેલી આયા તેણીની ખાસ ભરૂસેદાર અને બહુજ જુની હતી, અગાસીમાં આવ્યા ને બહુ વાર થઇ જવાથી તથા અંધારૂં થતું હોવાથી આયાએ જમીલાને નીચે ચાલવા માટે કહયું.

"દીકરી ! સાંજ પડવા આવી માટે ચોપડીઓ બંધ કરીને હેઠલ ચાલો"

"આયા ! મને ભાઇના ગુજરવાથી લગરે ગોઠતું નથી અને જાણે દુન્યાની સઘળી વસ્તુઓથી મન ન ભરાઇ ગયું હોય તેમ લાગે છે" જમીલાએ નિશ્વાસ નાંખતાં કહયું.

" બેટા સુરજ આથમતી વખતે આવી વાત ન કરો તમોએ દુન્યામાં આવીને હજુ જોયું શું છે ? " દીલાસો દેતાં આયા બોલી.

" હજારો દુઃખ અને લાખો વીપતીઓ જોઇ "

" બેટા તમારા દુશમનો જુએ, "

" દુશમનો શું કરવા જુએ ? જુઓને ભાઇના ગુજરવાનું દુઃખ કાંઇ ઓછું છે ? "

" દુઃખ તો ઘણુંએ છે, પણ કરવું શું ? મોતની આગળ લાચારી છે, ભલભલા મોતથી બચ્યા નથી તો આપણીતો વીસાદજ શી ? "

" હાય મને તો જ્યારે ભાઇનો ચેહરો યાદ આવે છે ત્યારે કઇને કંઇ થઇ જાય છે. અરે રોજ વિચાર આવે છે કે શું આ દહાડા ભાઇના મરવાના હતા ? "

" ખરૂં છે બેટા એમ થવું જોઇએ પણ મોત આગળ લાચારી છે ? "

" હા બેશક દુન્યામાં કોઇ સુખી નથી હા ! તે લોકો સુખી છે કે જેઓ આ ફાની જહાનની મોહક વસ્તુઓનો ત્યાગ કરી જંગલમાં બસે છે. "

" ખરેખર દુનિયામાં ખરા સુખી તો તેજ છે પણ આપણે બધા તો પુરેપુરા દુઃખી અને જંજાળી છીએ. જુઓ તમોએ પેલી વાત સાંભળી કે ?

" કયું ? "

" બાનુના ખુની તરીકે પેલાં બીચારા અનવરમીયાંને પકડયા છે. "

" હાય ! હાય ! એઓ બીચારાએ શું કર્યું છે તો "

" કહે છે કે એણેજ ખુન કર્યું છે. "

" જુઠ ! તદન જુઠ તેઓ એવા નથી. "

" ખુદા ખુદા કરો બેટા ! જે બીચારા તું કહીને કોઇને ન બોલાવે તે ખુન તો શું કરે. "

" હા મને પણ એજ વીચાર આવે છે. "

" ખુદા કરેને તેઓ બેગુનાહ બનીને છુટે. "

" આમીન, આમીન, " જમીલાએ ઝીણી હાય ખેંચતા કહયું.

" બેટા ! જેવાં તમે અપસરા સમાન છો તેવાંજ તે પણ છે. તમારા બંનેની જોડી તો એવી સરસ છે કે આખી દુન્યામાં શોધ કરવાથીએ ન મળે, જયારે તમારી સાથે વિવાહ કરવાની વાત આવી ત્યારે હુંજ શમસુદીન ફોટોગ્રાફરને ત્યાંથી તેમની છબી લાવી હતી અને તમારી ચોપડીમાં મુકી ગઇ હતી.

" એમ કે ! હવે ખબર પડી ત્યારે ! એ કામ તમારૂંજ છે. પણ બીચારા છુટે તો સારૂં " આંખોમાંથી આસુ પડતાં જમીલા નીચી નજરે બોલી.

હું તો રોજ સવારમાં એજ દુઆ માંગીશ કે ઓ મારા ખુદા ! તુ તેમને બે ગુનાહ બનાવીને છોડી મુક. અને તેઓ મારી જમીલા બીબીની સાથે લગન કરી અમન ચેનમાં જીંદગી ગુજારે. "

" ચાલો સારૂં હમણાં બીચારો આફતોમાંથી તો છુટે. " જમીલા છણકો કરતાં બોલી.

" જરૂર છુટશે. "

" મેં એવું પણ સાંભલ્યું હતું કે તેઓ વ્યભિચારી અને રખડેલ માણસ હોવાથી મરહુમ ભાઈએ વીવાહથી પોતાની નારાજી જાહેર કરી હતી.

" હા ખરી વાત છે મરહુમ તો બીચારને ગાળો દેતા હતા, પણ નહિ અનવરમાંયાં એવા છેજ નાહ. બીચારા ભોળા અને કેવા ગરીબ ગાય જેવા છે મને તો જયારે તેઓ રસ્તામાં મળી જતાં ત્યારે હું તો તેમનો ચહેરોજ જોઈનેજ ગાંડી થઇ જતી.

" એમ કે ? "

" પણ બેટા આજ કાલ તો તમારા અબ્બા પણ બહુ ખીજવાયલા છે. અને તેઓ તો એમજ કહે છે કે આ લુચ્ચાએજ મારા દીકરાનું ખુન કર્યું છે "

" કેવું જુઠું તહોમત. "

" જુઠું તહોમત નહીં તો બીજું શું ? પણ સબુર કરો સબુરીના ફળ મીઠાં છે. "

આ વાતો થઇ રહી હતી એટલામાં આયાને નીચે બોલાવવાથી તેણી નીચે ગઇ. એટલે જમીલાએ પોતાના મનમાં વીચારો બાંધવા માંડયાં. ઘડીમાં તે ચોપડીમાંથી અનવરની છબી કાઢી તેને ગુનેહગાર લેખી ફેંકી દેતી. અને ઘડીમાં બે ગુનાહ સમજી પોતાની છાતી સરસી ચાંપતી. તેણી અનવર ઉપર દીલો જાનથી ફીદા હતી. અને પોતાનું લગ્ન તેનાથીજ થાય તેમાં રાજી હતી. જમીલાના મનમાં અનવર પ્રત્યે સારો વિચાર બંધાયો હતો. અને તેણી તેને નિરદોષ જોવા માટે ખુદાની દરગાહમાં દુઆઓ ગુજારતી હતી. એમ કરતાં અંધારૂં થઇ જવાથી તેણી નીચે ઉતરી ગઇ.



## પ્રકરણ અગીયારમું.

રાતના સાત વાગી જવાથી બલદેવ પ્રસાદ પોતાના ઘરમાં ગરમા ગરમ ખાણું અને દારૂની બાટલીઓ જોઇ પાણી પાણી થઇ રહયો હતો. અને હજુ સુધી ઘાંચી કેમ ન આવ્યો તે માટે મનમાં તેને લાખો બદદોઆ આપી રહયો હતો. એમ કરતાં કરતાં આઠ વાગ્યા તો પણ ઘાંચી આવ્યો નહિ, તેથી છેવટે તેણે બાટલી ઉઘાડી અને ગલાસમાં દારૂ કાઢી મોઢે લગાવી ગટગટ કરીને ઉડાવી ગયો. અને ગરમા ગરમ ખાણા ઉપર સારી પેઠે હાથ સાફ કર્યો. જોત જોતામાં આખી બાટલી હજમ કરી નાંખી. તે નીશામાં ચકચુર બનીને ખાઇ રહયો હતો એટલામાં ઘાંચી આવ્યો અને બલદેવ પ્રસાદને ખાણું ઉડાવતાં જોઇ બોલ્યો.

" વાહ ગયાટ સાહેબ એકલા એકલા મઝા ઉડાવી કે "

" તુતુતુમ કાયકુ મોડા આયા વેલ ? " નીશામાં બલદેવ પ્રસાદ પોકાર્યો.

" હું લચાર સીક થઇ ગયો હતો. "

" ત્યારે દુસરા મંગાયગા. "

" ના હમણાં કાંઇ જરૂર નથી. હું હમણાંજ લાલને ચાલ્યો આવું છું "

" વેલ પરવા નહિ, દેખો હમ તમકુ સચા દોસ્ત જાનતા હેં. હમ તુમકુ બોહોત નોબલ મેન સમજાતા હું. યુ માઇ ડીયર ફ્રેન્ડ ! "

" પણ સાહેબ હું તો આપનો તાબેદાર છું. "

" વેલ હમ નીસેમેં નહિ હય. "

" નારે સાહેબ આપને કોણ કહે કે દારૂ પીધેલો છે, પણ અત્યારે મને મારો દોસ્ત કેકુ બહુજ યાદ આવે છે ! "

" ઓ યુ ડેમ ? તુમ કેકુકા નામ મત લો, હમ તુમારા જાની દોસ્ત હે. "

" પણ મને તમારો ભરસો નથી આવતો. દુન્યામાં સાચા દોસ્તો મલના બહુજ મુશ્કેલ છે. "

" લેકીન હમ જુઠા દોસ્ત નહિ હય હમ બિલકુલ જાન દેનેવાલા સાચા દોસ્ત હય. "

" ત્યારે સાચો દોસ્ત પોતાના મીત્રથી મનની વાત છુપાતો નથી. "

" બેશક હું ક્યાં ના કહું છું, પણ વેલ ધાંચી મહાજન ! હું ખરૂં કહું છું, કે મેં મારા એક દોસ્તની ખાતર એક બે ગુનાહનું ખુન કરી નાખ્યું અને તે દોસ્ત મને મુકીને કોણ જાણે કયાં ગેબ થઇ ગયો, "

" ગયાટ સાહેબ, શું નીશો વધારે થઇ ગયો છે કે

આવી પાયા વગરની વાતો કરી રહ્યા છો." ધાંચીએ વધારે જાણવા માટે આજી રચતાં કહ્યું,

"ઓ યુ ડેમ સુવ્વર હમ નીશેમેં નહિ બોલતા હું ખરૂં કહું છું કે મારા દોસ્ત એહમદની ખાતર મેં એક માણસને વગર લેવે દેવે મારી નાંખ્યો."

"કયો એહમદ ?

"વેલ તુમ બહુત ખરાબ આદમી હય, અરે મેન એહમદે એક મોહમ્મદ રફીક નામના માણસને મારી નાખવા કહ્યું હતું. એક દીવસ ભોગજોગે મોહમદ રફીક રેલ્વેના ઝાંપા આગળ આવી ઉભો હતો. મેં લાગ જોઇને રીવોલ્વરની ગોળી મારી પણ અફસોસ મોહમ્મદ રફીક બચી ગયો અને તેના બદલામાં એક જુવાન છોકરો ગોળીનો ભોગ થઇ પડયો."

"શું કરવા નકામી વાતો કરી મારી મશકરી કરો છો વળી ગાડીમાં તમારી પાસે રીવોલ્વર ક્યાંથી આવી. કહો જોઇએ ?" હસતાં હસતાં ધાંચીએ જરા કુતુહથી પુછયું."

"ઓ યુ રાસકલ અમારી પાસે તે વખતે રીવોલ-વર આવી ગઇ."

"પણ કયાંથી"

"એક સેકન્ડ કલાસના મુસાફરની સુરત ઉપરથી ચોરી લીધી."

"વાહ, તમે તો ગયાટ સાહેબ જુઠ બોલવામાં કસર રાખતાજ નથી હો ?

"કેમ ક્યા ?"

"ત્યારે શું નહિ તો, તમે તે મુસાફરની રીવોલવર લીધી અને તેને ખબર ન પડી કેમ ! ખરેખર માગ સાહેબ મારા જેવા ભોળા માણુસને તે શું કરવાને માટે બનાવો છો ?"

"અરે બેવકુફ ! તે માણસ સુઇ ગયો હતો, પણ જો તે કદાચ જાગતો હોત તોએ શી પરવા હતી ? હું માણુસની આંખમાંથી જોતજોતામાં કાજલ કાઢી લઉં તો ફરી રીવોલવર લઇ લેવી તેમાં તે વળી શું ?

"ગયાટ સાહેબ ભલે તમે કહો પણ મને તો ખાત્રી થતી નથી ?"

"ખેર તારા જેવા ગધેડાને ખાત્રી ન થાય તો ન થાય. પણ હું તો સાચું કહું છું."

"પણ જો તમે સાચુંજ કહેતા હો તો કહો જોઇએ કે તે ડબામાં બીજો કોઇ હતોજ નહિ ?"

"ના એક યુરોપીયન હતો. પણ તે પહેલાંથી ઉંઘતો હતો એટલે કાંઇ પણ હરકત આવી નહિ અને જો કદાચ જાગતો હોત તોએ શું ! અમે તો મોટા મોટા પારસલોને પસાર કરી દઇએ તો આ બીચારી રીવોલવરની તે શી હસ્તી !"

"બેશક આ કાંઇ નાની સુની વાત નથી."

" પણુ યાર પેલા એહમદે તો બહુજ મોટો દગો કર્યો."

"કેવી રીતે !"

" આ કામના બે હજાર ઠરાવ્યા હતા તેમાંથી એક હજાર આપ્યા અને ફરી એક પઇ પણ આપી નહિ "

"તમે તેનું કામ ન કર્યું તો શાના આપે"

"એમાં મારો શો વાંક મેં તો તેના બતાવેલા માણસને ગોળી મારી પણુ ભેગજોગે બીજાને લાગી તેમાં હુ શું કરૂં !"

"ત્યારે હાલમાં એહમદ કયાં છે !"

"કોણુ જાણે કયાં નાસી ગયો."

"એવા મીત્રને ધીકકાર છે."

"ધીક્કાર છે. ખરેખર દુન્યામાં કોઇ કોઇનો મીત્ર નથી. અને વખત પડે તો દુશમન થઇ જતાં વાર પણુ લાગતી નથી"

"પણુ ગયાટ સાહેબ ! હું આપનો ખરો અને સાચો મીત્ર છું. તેથી મીત્રતાનો હક અદા કરવા માટે હુ એહમદને પકડી લાવવાની હામ ભરૂં છું,"

"શું કહે છે ?"

"સાચુંજ કહું છું."

"નહિ!"

"નહિ શું? તમારા જેવા સ્નેહીના માટે એ બાપડા એહમદને પકડી પાડવો, તે શી મીસાલમાં છે! પણ...."

"પણ શું!"

"હું જે પુછું તે સાચેસાચું કહી દો તો હું આ ઘડી એના માટે જાઉં છું."

"હા. પુછ હું સાચેસાચું કહી દઈશ,"

"જે ગાડીમાંથી તમે પીસ્તોલ ચોરી તેનો નંબર કયો હતો?"

"એમાં તો તે શું પુછ્યું એ નંબર યાદ છે. (યાદ કરીને) ૩૧૦.

"ઠીક ત્યારે હવે હું જાઉં છું અને એહમદની શોધમાં નીકળું છું."

"અરે જવા દેને યાર! નકામી વાતો શું કરવા કરે છે?"

"નકામી વાતો નથી. હું સાચેસાચુંજ કહું છું."

"ચાલ ચાલ મશકરી જવા દે."

"મશકરી નથી. જ્યાં સુધી એહમદને શોધી ન કાઢું ત્યાં સુધી આ મારો ચહેરો તમને ન બતાવું."

"હવે હવે રહેવા દે બહુ થયું, લાવ જરા પેલી કગા-ટમાંની બાટલી."

"નહિ, હવે રહેવા દો, હું તો હવે જાઉં છું, જ્યાં સુધી એહમદને નહિ પકડું ત્યાંસુધી મને ચેન પડનાર નથી."

"ત્યારે શું ખરેખર તું જઈશ?"

"હા મીત્રતાનો હક અદા કરીશ"

"અરે યાર, રહેવા દેને તારી ફીલસુફી, મારે એહમદને નથી પકડવો."

"ના, એમ કાંઈ થાય, તમારા જેવા મીત્રથી દગો કરે તેને હું ચેનથી કેમ બેસવા દઉં? હવે મારા મનમાં મીત્રતાની હોળી સળગી છે. એટલે હું જમીન આસમાન એક કરીને પણ એહમદને શોધી કહાડીશ."

આટલું કહીને મીઠાઈવાળો ઘાંચી તરતજ ઉઠીને ચાલતો થયો, અને બલદેવપ્રસાદ આભો બની તેનો ચહેરો જોતાં જોતાં દારૂની ઝુમામાં બકબકાટ કરવા લાગ્યો.



# પ્રકરણ બારમું.

રાતના નવ વાગે અમદાવાદ શહેરના નાની ગાડીના સ્ટેશન ઉપર દીલ્હી ટ્રેન ઉભી છે. ત્યાં એક નવ જવાન માણસ સેકન્ડ ક્લાસનો ડબો રીઝર્વ કરાવી એક પોરટર પાસે સામાન મુકાવી રહયો છે. પોરટરે સામાન બરોબર ગોઠવી દીધા બાદ તે જવાનને સલામ કરી એટલે તેણે પોરટરને ચાર આના આપી ડબાને લેબલ બાંધવા કહ્યું, તથા કુજામાં પાણી ભરીને મુકવા હુકમ કર્યો. જે સાંભળી પોરટર લેબલ બાંધી કુજામાં પાણી ભરીને લાવ્યો. અને નવ જુવાનને ઝાંપાની બહાર પોતાની સાથની સ્ત્રીને લેવા માટે ગએલો જોઇ બેઠકની નીચે સુઇ ગયો. તે ગાડીમાં પોતેજ સામાનમુકેલો હોવાથી સામાનની ગોઠવણ એવી કરી હતી કે ચાર દિવસ ની મુસાફરી હોય છતાં પણ અંદર બેસનારને તેના હોવાની ખબર પડે નહિ. થોડીવાર થઇ હશે કે પેલો જુવાન એક ખુબસુરત સ્ત્રીને લઇને આવ્યો અને ડબામાં આવીને બેઠો. પાંચેક મીનીટમાંજ ટ્રેન ઉપડી એટલે પેલી સ્ત્રીએ પોતાના ચહેરા ઉપરનો બુરકો ઉતારી નાંખ્યો. એટલે જણાયું કે તે તો મોહમ્મદ શરીફની સ્ત્રી વહીદા અને તેની સાથેનો જુવાન તેનો દત્તક એહમદ છે. ગાડી સાબરમતી પુલ પસાર કર્યા બાદ સપાટાબંધ જતી હતી અને એ બંનેમાં નીચલી વાતચીત ચાલી રહી હતી.

"જોયું! મુવા ગારડને વચમાં રાખ્યો તો આજે આ દશા થઇ." વહીદાએ નિશ્વાસ નાખતાં કહ્યું.

"જવા દે એ વાત એ લુચ્ચો બહુજ મોટો બદમાશ નીકળ્યો." માથાનો પરસેવો પુછતાં એહમદ બોલ્યો.

"હવે તો કોણ જાણે આ આફતોમાંથી ક્યારે છુટકારો થશે !"

"જ્યારે ખુદા કરે ત્યારે."

"પણ જો તમે મોહમ્મદ શરીફની પાછળ ન પડ્યા હોત તો આજે આ મુસીબતો ઉઠાવવી ન પડત."

"મને શી ખબર કે પાસું ઉલટું પડશે !"

"હશે જવા દો તમે સલામત છો એટલે બસ, ગંગા નાહ્યા."

"ગંગા તો નાહ્યા જ ! પણ મોહમ્મદ શરીફની કોઈ મદદ કરતું હોય એમ લાગે છે."

"તો હવે તે આપણું શું કરનાર છે !"

"કરે શું ? પણ ચિન્તા તો ખરીને !"

"મારા વહાલા ! તું ચિન્તા ન કર, પણ બતાવ કે હાલ આપણે ક્યાં જઈએ છીએ ?"

"હાલ અજમેરમાં રહીશું. એકાદ વરસ ત્યાં પસાર કરી બીજી જગ્યાએ જઈશું.

"જેવી તારી ઈચ્છા, હું તારી ઇચ્છાને આધીન છું. પણ જોજે દુશ્મનોને ખબર ન પડે. નહિ તો ખોટું થશે"

“ જે થવાનું હોય તે થાય, મેં તો કરવામાં કાંઇએ બાકી રાખ્યું નથી, પણ બધામાં નિષ્ફળજ નિવડયો એ પણ એક કીસમતની બલીહારીજ છેને ! પ્રથમ જેલમાં જેલરથી લઇને સીપાઇઓ વટીકને રૂપીઆ આપી મોહમ્મદ રફીક ઉપર જુલમ કરવ્યો, પણ તે ત્યાંથીએ સલામત નીકળ્યો, ફરી લુચ્ચા ગારડને એક હજાર રૂપીઆ આપી ઝાટકું કાંઠો નાખવાની પેરવી કરી તેમાં પણ નીષ્ફળતા મળી, તે બાદ મેં પોતે વેશ બદલીને તેની પુંઠ પકડી અને એકાંતમાં મારી નાંખવાની બાજી રચી, પણ તેમાં તો મેં પોતેજ માર ખાધો. હવે તો કાંઇ સમજ પડતી નથી જે ખુદા કરે તે ખરું.’ એહમદે ધડકતા દીલે પોતાની કારકિર્દી સંભળાવી.

“ એ તો જગતમાં કહેવત છે કે જે ખાડો ખોદે તેજ પડે. ”

‘ હા છે. પણ મે જે કાંઇ કર્યું છે તે તારા પ્રેમમાં પડીને, તારી મોહક મુરતીના પ્રકાશથી અંજાઇને, તારા પ્રેમના ફંદે ફસાઇને, નહિ તો મને શી ગરજ કે હું મોહમ્મદ રફીકના ખીસામાંથી માલની તીજોરીની ચાવીઓ ચોરતો, અને માલના પટાવાળાને લાલચ આપી દસ્તાવેજો ઉડાવતો, અને લાખો પેરવીઓ કરી બેંકના રૂપીઆ ઉઠાવતો, અને બે ગુનાહ મોહમ્મદ રફીકને ફસાવતો ! પણ પ્યારી ! માત્ર તારા માટે, સાચો પ્રેમ આંધળો છે.’

“ એહમદ ! અને મેં તારા માટે શું નથી કર્યું ? જો પતિ પ્રત્યેના હકોપર પાણી ફેરવી તારી સાથે નીકળી

મારા બાપ દાદાના આબરૂ ઉપર પાણી ફેરવ્યું, કહે જોઇ મેં તારા માટે શું નથી કર્યું ? "

" બેશક, તેં પણ કાંઇ ઓછું નથી કર્યું, હશે કે થયું તે થયું, પણ વહાલી ! મોહમ્મદ શરીકનો ક્યાંયે પતો લાગ્યો નહિ, કોણ જાણે તે ક્યા પાતાળમાં સમાઇ ગયો છે, અને પેલો જે કાંપમાં મને મળ્યો હતો, તે કોણ હતો તેની પણ કાંઇ ખબર મળીજ નહિ."

"અને મેં તેજ વખતે મોહમ્મદ શરીકના જેવો જે માણસ જોયો હતો તે કોણ હતો ?"

" વહાલી, આજ વાતો છે કે જે મારા લોહીનું પાણી કરી નાંખે છે !"

" વહાલા ! તું ચિન્તા ન કર, જે થવાનું હશે તેજ થશે."

" એ તો ઠીજ પણ મોહમ્મદ શરીક બદલો લીધા વિના રહેનાર નથી, તે જરૂર આપણી શોધ કરશે."

" અરે કરવા દોને. પકડીને પણ શું કરનાર છે ? "

" કેમ નહી કરે, ઘણુએ કરી શકે છે."

" ચાલો હવે આવી વાતો મુકી દો, લગાર રંજને દુર કરવા માટે હસો બોલો અને પ્રેમની વાતો કરો."

"નહી મને ભાસ થાય છે કે કોઇ મોહટી આફત આપણા ઉપર આવશે."

"મરદ થઇને આવી વાત ન કર, પ્યારા ! હું તારી દાસી છું, તારા ઉપર આળ આવતા પહેલાં હું જાન કુરબાન કરી દઇશ,"

આ વાતો કરતાં કરતાં બન્ને નિદ્રાવશ થઇ ગયાં, તે છેક સવારના ઉઠયાં, દશ વાગે અજમેરનું સ્ટેશન આવ્યું એટલે તરતજ સામાન ઉતરાવી ગાડી કરીને શહેરની તરફ વિદાય થયાં, પેલો પોરટર પણ હળવેથી ગાડીના પાછલા બારણે બહાર નીકળી સ્ટેશનની બહાર આવી, એક ગાડી કરીને તેમની પાછળ ગયો.



# પ્રકરણ તેરમું.

---

રાતના દસ વાગ્યાના સમયે અજમેર શહેરના કેસરગંજ લતાના એક ઘરમાં વહીદા અને એહમદ બેગીને વાતો કરી રહ્યા છે, એટલામાં બહારથી કોઇએ બારણું ઠોક્યું એ સાંભળતાંજ એહમદે ચોંકીને પુછ્યું.

"કોણ છે ?"

"બારણું ઉઘાડો"

"પણ છો કોણ ?"

"માણસ !"

"નામ ?"

"ગુમ નામ !"

આ સાંભળતાંજ એહમદના હોશકોશ ઉડી ગયા અને વહીદાના ચહેરા સામું ટીકવા લાગ્યો, એટલે વહીદાએ હીમ્મત આપતાં દરવાજો ઉઘાડવાનું કહ્યું જેથી હીમ્મત કરી એહમદે બારણું ઉઘાડ્યું બારણું ઉઘડતાંજ એક મજબુત બાંધાનો માણસ ચેહરા ઉપર બુકાની બાંધેલો ઘરમાં આવ્યો એ જોઇ એહમદે ધરૂજતા સાદે પુછ્યું.

"તમે કોણ છો ? કે પારકા ઘરમાં રાતની વખતે આમ બેધડક ચાલ્યા આવો છો !"

"હું કોણ છું ! બતાવું ? ડીટેકટીવ ઇન્સપેકટર બહાદુરખાન !"

આ સાંભળતાંજ એહમદના હોશ ઉડી ગયા, અને તે બેભાન જેવી સ્થીતીમાં આભો બનીને ઉભો રહયો પરંતુ વહીદા એકદમ અંદરથી તેઓની પાસે દોડી આવી અને બોલી.

"અહીં કેમ પધાર્યા છો ?"

"તમારા ધણી મોહમ્મદ રફીકે ખેરીયત પુછવા મોકલ્યો છે."

"કોનો ધણી ? મારો ! મારો ધણી તો આ રહયો વળી મારો ધણી બીજો કયો છે જેણે તમોને ખેરીયત પુછવા મોકલ્યા છે !"

"કહું ? બધી હકીકત કહું ! સાંભળશો ? સાંભળો ત્યારે, મને શરફુદ્દીન મરહુમે, બલદેવપ્રસાદ ખુનીએ, બે ગુનાહ અનવરે અને નિરાધાર મોહમ્મદ રફીકે તમારી ખબર લેવા મોકલ્યો છે. આવી દમ ભરાવનારી વાતો બીજાથી કરજો. હું તો તમોને ઘણા દીવસથી ઓળખું છું. વહીદા ! તેં મને સ્ટેશન ઉપર જોઇને ચેહરો કેમ છુપાવી લીધો હતો ? એહમદ ! આ રહી તારી પીસ્તોલ અને

કટારી, તથા બનાવટી મુછ દાઢી, કેમ કાપના રસ્તાની વાત યાદ છે કે ? વળી તમારી બધી વાતચીત મેં ત્રેનમાંજ ડબ્બાની અંદર બેઠકની નીચે સુતાં સુતાં સાંભળી છે" પીસ્તોલ, કટારી, અને દાઢી મુછ બતાવતાં બહાદુરખાને કહ્યું.

આ સાંભળતાંજ વહીદા અને એહમદના શરીરમાં વીજળીની પેઠે ચમકારાઓ થવા લાગ્યા પોતાના કાળાં ફુલ્યો ચહેરા સામે ફરવા લાગ્યાં અને ધ્રુજતા ધ્રુજતા માત્ર આટલું બોલાયું કે "દયા કરો! દયા કરો!"

બહાદુરખાને ગુસ્સામાં આવીને કહ્યું "દયા ? ઉપકાર કરનારની માલ મીલકત તથા સ્ત્રીને દબાવી લેનાર, એક નિર્દોષને કેદમાં નાંખનાર, એક બેગુનાહ જુવાનને મરાવનાર, ઉપર દયા કરૂં, ધીકકાર છે, અને ધીકકાર છે તારી આ કુલટા સાથીને કે પોતાના પ્યારા ખાવીંદથી બેવફા બની જાઇ અને દત્તક પુત્રની સાથે જાર કર્મ કર્યું શું આવી એક કુલટાના માટે દયા ? ઓ મુર્ખાઓ ! તમારા માટે મારી પાસે દયા નથી." બંનેને પગ ઉપર પડતાં જોઇ ધુતકારીને "ચાલ મારા પવિત્ર પગને ન પકડ અને બતાવ કે નિરાધાર મોહમ્મદ રફીકનો પઇસો કયાં છે !"

"અમે બધા પઇસા આપી દઇએ તો આપ અમને છોડી મુકશો ?" વહીદા અને એહમદે હાથ જોડી ગદગદિત કંઠે વીનંતી કરી.

"તે કાંઈ કહી શકતો નથી" બહાદુરખાને રોમાંચ જવાબ આપ્યો

"સાહેબ! અમારા બંનેની જુવાની ઉપર રહેમ કરો" બહાદુરખાનના પગ ઉપર પોતાનાં માથાંઓ મુકતાં બંને જણાંઓ બોલ્યાં.

"ચાલ દુર થા!" બહાદુરખાને લાત મારીને કહ્યું "બીજાની જુવાની ઉપર તમોને દયા ન આવી, અને મારી પાસે દયાની માગણી કરો છો!"

"મેં મોહમ્મદશરીફના બધા પઇસા ખરચ્યા નથી. માત્ર થોડાજ રૂપીઆ ખર્ચ થયા છે. આ પેટીમાં એક લાખની નોટ અને બીજું ભરેલું છે. આ બધું આપ લઇ લ્યો, અને અમો બંનેને માત્ર કપડાં ભેર જવા દો" એહમદે રડીને વીનંતી કીધી.

"શું તું મને લાલચ બતાવે છે! લાંચ આપે છે? પણ ઓ મુર્ખા આ મીલકત ઉપર હું થુંકતો પણ નથી મને તો તમારા બંનેનું કામ છે."

"મેહરબાનીની રાહે અમને મુકી દો"

"નહિ! હવે તમોને મુકવામાં નહિ આવે"

જ્યારે એહમદ અને વહીદાએ જોયુ કે હવે ડીટેકટીવના પંજામાંથી મુક્ત થવુ બહુજ મુશકેલ છે, ત્યારે કાંઇ પણ શરમ વિના બંને જણા એક બીજાને વળગી પડી ચોધાર આંસુએ રડવા લાગ્યા.

"વહાલા ! આપણે શું વિચાર્યું હતું અને આ શું થયું ?' હમીદાએ રડતાં રડતાં એહમદને કહ્યું.

' વહાલી ! હવે ગમે તે થાય તેની ચિંતા નથી. પણ તને લગારે દુઃખ પહોંચશે તો મને સારૂં નહિ લાગે માટે તું અહિંજ રહે, હું જાઉં છું "

' નહિ હું પણ તારીજ સાથે છું, પણ ઉભે રહે હું તને એક વસ્તુ આપું છું તે સાથે લઇલે " આટલું કહી હમીદાએ પેટીમાંથી કટારી કાઢી અને બહાદૂરખાન નેત્ર જુએ તે પહેલાં તો તેણીએ એહમદના છાતીમાં ભોંકી દીધી અને તે પછી તરતજ પોતાની છાતીમાં પણ તેજ કટારી ભોંકી જીગર ચીરી નાંખ્યું માત્ર એક પળમાંજ બંને જણા ધબાક કરીને નીચે પડયાં અને બહાદુરખાન કાંઇ ઉપાય કરે તે પહેલાં તો બને જણા તરફડીઆં ખાઇને પોતાની કરણીનો બદલો પામવા કીરતારની હજુરમાં જઇ પહોંચ્યા.



# પ્રકરણ ચઉદમું.

---

અમદાવાદ શહેરની સેસન કોરટમાં સવારના અગીઆર વાગે લોકોની ઠઠ જામેલી છે. આજે અનવરે કરેલા ખુનની તપાસ નીકળનાર હોવાથી શહેરના સર્વે આગેવાન મુસલમાન તથા હિંદુ ગ્રહસ્થોથી કોર્ટનું મકાન ચીકાર ભરાઇ ગયું છે. શહેરના નામાંકિત બેરીસ્ટરો અને વકીલો પણ આ કેસ સાંભળવાને પોત પોતાના લીબાસમાં સજ્જ થઇ ખુરસીઓ ઉપર બીરાજેલા છે એક બાજુએ કેદીઓના પાંજરામાં અનવર હાથ કડીમાં જકડાઇ પોલીસના પેહેરા હેઠલ નીચી નજરે ઉડી ગએલા ચેહરાએ ભવિષ્યના વિચાર કરતો ઉભો છે. તેની તરફના વકીલ જમીલુદ્દીન કેસના કાગળીઆ હાથમાં પકડી ભારે શોચમાં પડેલા છે. એટલામાં નામદાર જડજ સાહેબ ચેમબરમાંથી કોર્ટમાં આવ્યા સર્વે હાજર રહેલાઓએ ઉભા થઇ તેમને માન આપ્યું ને બાદ તેઓએ અદાલતી ખુરસી ઉપર બેઠક લેતાં પ્રથમ અનવરનો કેસજ હાથમાં લીધો. ફરીયાદ પોલીસ તરફથી થએલી હોવાથી ફરીયાદના સાક્ષી તરીકે વહીદુદ્દીનને બોલાવવામાં આવ્યા વહીદુદ્દીને કોર્ટમાં આવી સાક્ષીના પાંજરામાં ઉભા રહી પોતાના કાયદા અનુસાર પ્રતિજ્ઞા પૂર્વક જણાવ્યું.

" મરનાર મારો એકનો એક દીકરો હતો. ખુનીને હું ઓળખુ છું. ખુન થયા પછી ખુની નાઠો હું સાથ

લાગણી ધરાવતો હતો, અને તેના લીધેજ મેં તેને મારી એકની એક પુત્રી પરણાવવાનો વિચાર કર્યો હતો. પરંતુ મારો મરહુમ દીકરો અનવરની વિરૂધ્ધ હતો. જે દીવસે મુંબઇથી અનવર આવનાર હતો તે દીવસે હું મરહુમને સાથે લઇ સ્ટેશન ઉપર જતો હતો. પણ ટાઇમ થઇ જવાથી ટ્રેન અમદાવાદના સ્ટેશન ઉપરથી ઉપડી ગઇ જેથી અમો ઝાંપા આગળ ઉભા રહ્યા મારી ગાડી પાછળ આવી રહી હતી અને અમે બંને બાપ દીકરા ઝાંપા આગળ ઉભા હતા એટલામાં ટ્રેન પસાર થઇ અને તેમાંથી રીવોલ્વરની ગોળી આવીને મરહુમની છાતીમાં લાગી અને તે લાગતાંજ થોડીવારમાં મરહુમે પ્રાણ મુકયો મારો શક અનવર ઉપરજ છે, અને તેણેજ આ કામ કરેલું છે એમ હું સમજું છું" વહીદુદદીન અહિં સુધી પોંહચ્યા હતા કે જમીલુદદીને નામદાર જડજની રજા લઇ સવાલો કર્યા.

"મને મહેરબાની કરીને જવાબ આપશો કે અનવરને શું આ વાતની ખબર પડી હતી કે આપ બંને બાપ દીકરા સ્ટેશન ઉપર આવશો અને ગાડી ઉપડી જવાથી ઝાંપા ઉપર ઉભા રહેશો!"

"નહિ પણ મને તો તેના આવવાની ખબર હતી ને!"

"તો શું તમે અનવરને રીવોલ્વર ફોડતાં જોયો?"

"ના!"

"તમે કેમ તેને ન જોયો?"

" બેન પોતાની પુરી સ્પીડમાં જતી હોવાથી ગોળી કોણે ફેંકી તે દેખાયું નહિ "

" તે વખતે ઝાંપા ઉપર તમે બાપ દીકરાજ હતા કે બીજો પણ કોઇ ઉભો હતો ? "

" અમારા સિવાય એક ભીખારી જેવો માણસ પણ ઉભો હતો "

" શરફુદદીન અનવરની સાથે પોતાની બેનના લગ્ન થાય તેમાં કેમ નારાજ હતો ? "

તે એમ કહેતો હતો કે મને અનવરના ઉપર કુદરતી રીતે ધીકકાર છુટે છે. "

" તેણે આનવરની બુરાઇમાં બીજી કાંઇ પણ વાત કરી હતી કે ? "

" ના. "

જમીલુદદીને આ સાંભળી તરતજ ઉપલા જવાબો પર નામદાર જડજનું ધ્યાન ખેંચ્યું અને ફરી કહયું કે હવે હું કાંઇ વધારે પુછવા માંગતો નથી.

વહીદુદદીન સલામ કરીને કોરટમાં આવીને બેઠા એટલે બીજા સાક્ષી તરીકે બલદેવપ્રસાદ ગાર્ડને બોલાવવાનો જડજે હુકમ કર્યો. તરતજ સીપાઇએ બલદેવપ્રસાદને હાજર થવાનો સાદ પોકાર્યો એટલે બલદેવપ્રસાદ કોરટમાં આવી જડજ સાહેબને નમીને સલામ કરી સાક્ષીના પાંજરામાં

જડજની ઉભો રહયો. પ્રથમ પ્રતિજ્ઞા લેવરાવ્યા બાદ કોરટ તરફથી પીસ્તોલ બતાવીને સવાલ કરવામાં આવ્યો.

"આ પીસ્તોલને તમે ઓળખો છો?"

"જી હા."

"કોની છે?"

"અનવરની કેમકે તેનું નામ પીસ્તોલ ઉપરજ કોતરેલું છે."

"તમને કયાંથી મળી?"

"૩૧૦ નંબરના સેકન્ડ કલાસના ડબ્બામાંથી."

"ખુન થયું તે બાબતમાં તમે કાંઇ જાણો છો? અગર જાણતા હો તો કહો."

બલદેવપ્રસાદે બેચાર વાર રૂમાલથી પરસેવો લુછી કહયું.

"અમદાવાદના સ્ટેશનેથી મેલ ટ્રેન ઉપડી ત્યારે મેં શાહીબાગના બંગલાની લગભગમાં એક ડબ્બામાંથી ધુમાડો નીકળતો જોયો તે વખતે હું બ્રેકવાનમાં ઉભેલો હતો ધુમાડો નીકળતો જોઇ હું સમજ્યો કે કોઇ બીડી પીતું હશે પરંતુ જ્યારે વીરમગામના સ્ટેશન ઉપર ખુની પીસ્તોલ મુકીને નાસી ગયો ત્યારે મને એમ વીચાર થયો કે કદાચ આ પીસ્તોલનો તેણે રસ્તામાં ઉપયોગ કીધો હશે. તેથી તે

પીસ્તોલ મેં ઉપાડી લઈને સ્ટેશન માસ્તરની મારફતે ત- પાસ કરવા માટે પોલીસને મોકલી આપી, " બલદેવપ્રસાદ અહીં સુધી પહોંચ્યા કે વકીલ જમીલુદ્દીને નામદાર કોર- ટની રજાથી નીચલા સવાલો કર્યા.

" કહો જોઈએ ચાર્ડ સાહેબ ! સેકન્ડ ક્લાસના ડ- બ્બામાં ખુની સીવાય બીજું કોઈ હતું કે ?"

" કોઈ નહિ "

" તમે સાચુંજ કહો છો ? "

" હા સાચુંજ કહું છું "

" ત્યારે વારૂ કહો જોઈએ સુરતના સ્ટેશન ઉપર ૩૧૦ નંબરના સેકન્ડ ક્લાસના ડબ્બામાં છાનામાના તમે કેમ ગયા હતા અને પીસ્તોલ લઈને કેમ બહાર નીકળ્યા હતા ? "

આ સાંભળતાંજ બળદેવપ્રસાદના પગ ઢીલા થઈ ગયા, તોપણ હિંમત રાખી જવાબ આપ્યો.

" જુઠું, તદન જુઠું ! હું સુરત સ્ટેશન ઉપર સેકન્ડ ક્લાસના ડબ્બામાં ગયોજ નથી, "

" વારૂ બીજો સવાલ કરૂં છું કહો જોઈએ તમે પી- સ્તોલ અધર કરવાની વાત કોઈ મીઠાઈવાલા ધાંચીને કહી હતી કે ? "

" ના હું કોઇપણ મીઠાઇવાલાને ઓળખતો નથીને, ! "

" શું તમને સો રૂપીઆ આપનાર પાંચીને તમે ઓળખતા નથી ? "

" નહિ "

" અને ત્યારે તમે કોઇ પણ મીઠાઇવાલાને સો રૂપીઆની ચીઠી લખી આપીજ નથી ? "

" નહિ. "

" જુઓ ત્યારે આ તમારી ચીઠી છે કે ? " જમીલુદ્દીને સો રૂપીઆની ચીઠી બતાવતાં કહ્યું.

" ના આ બનાવટી ચીઠી છે, " બલદેવ પ્રસાદે અચકાતાં અચકાતાં જવાબ આપ્યો,

" વારૂ તમે અનવરને પહેલાં ઓળખતા હતા ! "

" નહિ. "

" ત્યારે ફરી તમે હોટલમાં તેની પાસે કેમ ગયા હતા અને તે વખતે આ પીસ્તોલ તમારી પાસે ક્યાંથી આવી હતી ? "

" હું કોઇ પણ હોટલમાં ગયોજ નથી. "

" ત્યારે જુઓ આ તમારી અને અનવરની છબી સાથે ક્યાંથી આવી ?' છબી બતાવતાં જમીલુદ્દીને પુછ્યું.

" તે હું જાણુતો નથી " ધ્રુજતાં પગે બલદેવપ્રસાદે જવાબ આપ્યો.

"વારૂ ત્યારે તમે એહમદને ઓળખો છો ?"

આ સાંભળતાંજ બળદેવપ્રસાદનાં હોંજાં ગગડી ગયાં અને પેશાબનું બહાનું કરી બહાર જવા લાગ્યો, પણ જમીલુદ્દીને કોરટનું ધ્યાન ખેંચી પોતાના સવાલોના જવાબ આપવા માટે અરજ કરી. જે ઉપરથી નામદાર જડજે બલદેવપ્રસાદને બરોબર રીતે જવાબ આપવાની ફરજ પાડી એટલે લાચારીએ પાછો પાંજરામાં જઇને ઉભો રહયો. જમીલુદ્દીન વકીલે કોરટમાં બેઠેલા એક યુરોપીયન તરફ આંગળી બતાવતાં પુછ્યું.

"વારૂ ગાર્ડ સાહેબ ! કહો જોઇએ પેલી ખુરસી ઉપર બેઠેલા ઇન્જીનીયર મી૦ એનટીને તમે ઓળખો છો અથવા તમોએ તેઓને કોઇ દીવસ જોયા છે !"

"ના."

"તમે કેમ નથી ઓળખતા, મી૦ એનટી પણ અનવરનાજ ડબામાં બેઠા હતા ને"

"હશે હાલમાં મારૂં મગજ ઠેકાણે નથી"

"ઉભા રહો હમણાં ઠેકાણે આવી જશે. જુઓ આ કાગળ કોનો લખેલો છે ?" જમીલુદ્દીને કાગળ બતાવતાં પુછ્યું.

"મારોજ છે," ગભરાઇને બલદેવપ્રસાદ બોલ્યો.

"આ કાગળમાં તમે એહમદની સાથે શું વાયદો કરેલો છે ?"

આ સાંભળતાંજ બલદેવપ્રસાદ પાંજરામાંથી બહાર નાસવા જતો હતો પણ નામદાર જડજ સાહેબના હુકમથી તરતજ પોલીસે બેડીઓ પહેરાવી દીધી. તે બાદ નામદાર જડજે પુછયું.

"તમે એહમદને ઓળખો છો ?"

"હા,"

"હવે તે કયાં છે ?"

"મને ખબર નથી."

"તમે આ પીસ્તોલ કેમ ચોરી ?"

"મને પસંદ પડી હતી."

"તમે શરફુદ્દીનનું કેમ ખુન કીધું ?"

"મારી નેમ શરફુદ્દીનને મારવાની નહોતી, પણ એહમદના ભરમાવ્યાથી મોહમ્મદ રફીક નામનો માણસ ઝાંપાની પાસે ઉભો હતો તેને મારવાની હતી પરંતુ નેમ-ચુકી જવાથી મોહમ્મદ રફીક ઉપર છોડેલી ગોળી શરફુદ-દીનને લાગી ગઇ."

"તમે હોટલમાં કેમ ગયા હતા ?"

"અનવરને પીસ્તોલ આપી તેના બદલામાં સારી રકમ લેવા માટે."

"તો ફરી અનવરે આપ્યા ?"

"જો તેણે રૂપીઆ આપ્યા હોત તો હું પીરનોશ પોલીસને શું કરવા આપત."

"ત્યારે ભુલમાં શરફુદ્દીનને ગોળી વાગી ગઇ, તમે જાણી જોઇને મારી નથી."

"જી હા.

તે બાદ નામદાર જડજના હુકમથી ડીટેકટીવ ઇન્સપેકટર બહાદુરખાન ઉભા થયા અને તેઓએ પહેલાંથી તે છેલ્લે સુધી કેસની હકીકત કોરટને સમજાવતાં મોહમ્મદ રફીકને રજુ કર્યો. અને અજમેરથી લાવેલી પેટી, એક લાખ રૂપીઆની નોટો અને ઘરેણાં સહીત નામદાર કોરટને સુપરદ કરી. તે બાદ પોતે વેશ બદલીને જે જે કામ કર્યું હતું તે સઘળું નિવેદન કરી દીધું, એટલે તે ઉપરથી એક કલાક કોરટ જુરી સહીત વિચાર કરવાને ઉઠી, અને એક કલાક બાદ આવી નામદાર જડજે લંબાણથી આ કેસનો ચુકાદો આપતાં પોલીસની સારી પેઠે ખબર લઇ અનવરને જુરીના મત સાથે મળતા થઈ નિર્દોષ ઠરાવી માન સહીત છોડી મુકયો અને બલદેવપ્રસાદનો લંબાણ તપાસ કરી જન્મ દેશનિકાલની સજા કરી.

જે વખતે અનવર નિર્દોશ ઠરને છુટયો તે વખતે તેની આંખોમાંથી આનંદનાં આંસુઓ જારી હતાં, કોરટમાં હાજર રહેલા લોકોએ તેને માનથી વધાવી લીધો. અનવરે પ્રથમ જમીલુદ્દીનના પગે પડી તેમના હાથોને બોસા દીધ,

જમીલુદ્દીને અનવરને ગળે વળગાડી બહાદુરખાનની મેળ-વ્યો, અને કહ્યું કે તારે ખરો ઉપકાર તો આ ભલા બહાદુરખાનનો માનવો જોઈએ કે જેના પ્રતાપે તું આજ છુટવા પામ્યો છે અનવર બહાદુરખાનના પગ ઉપર પડી ગયો, તેઓએ તરતજ તેને ઉઠાડી ગળે વળગાડી આશીર-વાદ આપ્યો. જ્યારે વહીદુદ્દીન અનવરને નિર્દોષ ઠરેલો જોયો ત્યારે તેઓ એકદમ દોડતા આવીને અનવરને વળગી પડયા અને રડીને માફ માગવા લાગ્યા અને તરતજ પોતાના હાથની હીરાની વીંટી ઉતારી આ કહેતાની સાથેજ પહેરાવી દીધી કે "બેટા આજથી તું મારો જમાઇ અને વારસ થયો છે. મે તારા પ્રત્યે જે શક બતાવ્યો છે તે માટે તું મને માફ કર, પોલીસની સમજાવટથીજ મેં આ પગલું ભરેલું છે."

કોરટની બહાર નીકળતાં લોકોએ હુરરેના પોકારોથી અનવરને વધાવી લીધો. અને સવ કોઇ જમીલુદ્દીનને મુબારક સલામત કહેવા લાગ્યા આખા શહેરના આશીર-વાદો લેતાં અનવર અને જમીલુદ્દીન પોતાના બંગલે પહોંચ્યા, વહીદુદ્દીન પણ પોતાને બંગલે ગયા અને કોરટની સઘળી હકીકત પોતાની પત્નીને કહી સંભળાવી, જેથી તેણી પણ ખુશી થઇ અને લગ્નની તઇયારીઓમાં ગુંથાયા, જમીલાએ જ્યારે અનવરના છુટકારાના ખબર સાંભળ્યા ત્યારે હદથી વધારે ખુશી થઇ ભવિષ્યની જીંદગીનાં સુખી સ્વપ્નાં જોવા લાગી.



## પ્રકરણ પંદરમું.

વહાલા વાંચકો, ઉપલી વારતાને આજે દશ વરસ થઇ ગયાં છે, કેસનો ચુકાદો થવા પછી પંદર દીવસમાંજ અનવરના લગ્ન જમીલા સાથે થઇ ગયાં, અને આજે ખુદાની મહેરબાનીથી અનવર એક આઠ વરસના પુત્રનો પીતા પણ થયો છે. અનવરે પોતાના પુત્રનું નામ પોતા ઉપર ભારે એહસાન કરનારા ઇન્સ્પેકટર બહાદુરખાનનું નામ કાયમ રહે તેટલા માટે બહાદુર રાખ્યું છે, લગ્ન પછી અનવરે એમ. એ. ની પરીક્ષા ફતેહમંદીથી પસાર કરી અને તે બાદ વ્યાપારી લાઇનમાં જોડાયો. આજકાલ વ્યાપારી વરગમાં અનવરે જે મરતબો મેળવ્યો છે તે બહુજ થોડા જણાઓએ મેળવ્યો હશે.

મી. બહાદુરખાન હવે એકલા બહાદુરખાન નથી પણ નામદાર સરકારે તેમની સારી નોકરી જોઇ પહેલા વરગના સરદારનો તથા ખાનબહાદુરનો ખિતાબ આપી સરદાર ખાન બહાદુર બહાદુરખાન બનાવી દીધા છે. તેઓ હજુસુધી પોતાના તેજ અસલી બંગલામાં શાંત જીંદગી ગુજારે છે, અને કાંઇપણ ગરીબ ગગુરબાના કામમાં જાનતોડ મહેનત કરે છે.

મોહમ્મદ રફીકને બહાદુરખાનના પ્રતાપે પોતાની બધી મિલકત ફકત થોડી રકમ સિવાય પરત મળી છે. તેણે સુરતને સદાને માટે મુકી અમદાવાદમાં રહેઠાણ રાખ્યું છે. બહાદુરદીનના બંગલાની નજીકજ એક બંગલો લઇ અનવરના બેટા બહાદુરને પોતાનો વારસ બનાવી સુખી જીંદગી ગુજારે છે.

જમીલુદ્દીન વકીલે વકીલાતમાં જે નામના મેળવી છે તે આજ સુધી કોઇને મળી હોય તેમ જણાતું નથી. વૃદ્ધાવસ્થા થવાથી હવે તેઓએ ધંધાને સલામ કરી અનવરની સાથેજ જીંદગી ગુજારવાનું પસંદ કર્યું છે વળી એમ પણ સંભળાય છે કે તેઓએ પોતાની મીલકતનો વારસ પણ અનવરનેજ બનાવ્યો છે.

જમીલાની આયા હજુ સુધી જીવતી છે અને તે સુખે જીંદગી ગુજારી રહી છે,

બલદેવપ્રસાદ ગાર્ડ આન્દમાનના ટાપુમાં કોણ જાણે મરી ગયો કે જીવતો છે.

વહીદુદ્દીને પોતાના મીત્રો બહાદુરખાન જમીલુદ્દીન અને મોહમ્મદ શરીફની મદદથી એક ઇસ્લામી બાળકો માટે યતીમખાનું સ્થાપ્યું છે અને દરમાસે પોતાના ત્રણ મીત્રોની પાસેથી સારી રકમ લઇ યતીમોની સેવા ચાકરી કરે છે. પોતે બહુજ વૃદ્ધ થઇ ગયેલા હોવાથી ધંધો વ્યાપાર અનવરને સ્વાધીન કરી દીધો છે, આખો દીવસ યતીમોની પરવરીશમાં ગાળે છે. અને પોતાની જમીલાના પુત્ર બહાદુરની આંગળી પકડીને આખો દીવસ યતીમખાનામાં ફરે છે. અને કોઇ કોઇ વખત પોતાના નવાસાની આગળ ગુજરેલી વારતા કહી સંભળાવે છે.



# દુન્યામાં સૌથી પહેલી ઇસલામી લડાઇ.

## "જંગે બદર."

( લખનાર—નિઝામુદ્દીન કુરેશી. )

હઝરત રસુલે કરીમ નબીએ અરબી સલ૦ ના મુબારક સમયમાં મોટી સંખ્યાના મક્કાના કુરેશ અને જુજ સંખ્યાના મુસલમાનો વચ્ચે ચાલેલી લડાઇના તદ્દન સાચા ઇતિહાસીક બનાવોને સાદી અને સરળ ગુજરાતી ભાષામા વાર્તાના રૂપમાં લખ્યા છે. વાર્તા એવી અસરકારક અને દીલશક રીતે લખી છે કે જેની કાંઇ પ્રશંસા થઇ શકતી નથી. વાચકોની સમજમાં આવી શકે એટલા માટે અમે અત્રે તેમાં વર્ણવેલા વર્ણનનો ટુંક સાર રજુ કરીએ છીએ.

હઝુરે અકરમ નબીએ અરબી હઝરત મોહમદ સલ૦ ના પવિત્ર જન્મ પહેલાં અરબસ્તાન અને ખાનએ કાઅબાની સ્થીતી હઝરત સલ૦ નું મુબારક જન્મ, આપની રીસાલત, કુરેશોની દુશમની, ધીમેધીમે ઇસલામનો મદીનામાં પ્રસાર, મોટા મોટા ખાનદાની અરબોનુ ઇસલામની ગુલામીમાં આવવું, મક્કાથી હઝરત, અને લડાયક હીલચાલ, નાના હુમલાઓની શરૂઆત ઇસલામની ફતેહ, બદરની ખુનખ્વાર લડાઇ અને છેવટે દુશમનોની હાર અને ઇસલામની ફતેહ.

ઉપરની બાબતોમાં દરેક જગ્યાએ ઇતિહાસિક નોટો લખવામાં આવી છે અને કેટલાક અજ્ઞાન લોકો તરફથી ઇસલામનો ફેલાવો તલવારથી થયો છે એવા જે આરોપ મુકવામાં આવે છે તેનું ખડન કર્યું છે.

ઉંચા કાગળ સુંદરછપાઇ મનહરણ બાંધણીના પુસ્તકની કીમત માત્ર એક રૂપીઓ પોસ્ટેજ જુદું.

# જંગે ત્રીપોલી

## અથવા

# ઇટાલીયન ટર્કીશ લડાઇ.

## ભાગ ૧-૨-૩-૪.

(દરેક ભાગની કીમત બાર આના.)

તુરકી અને ઇટાલી રાજ્યો વચ્ચે ત્રીપોલી ખાતે ચાલેલી લડાઇના સાચા બનાવોને વારતાના રૂપમાં રજુ [illegible] છે. દેશ પ્રદેશના જાણીતા વર્તમાન પત્રો તથા વિદ્વાનોએ આ વાર્તાના માટે ઘણાંજ ઉંચા મતો દરશાવેલા છે. અરબોની બહાદુરી, તુરકોની લડાયક કુનેહ, ઇટાલીયનોની પાયમાલી, યુરોપીયન અખબાર નવેશોની ચાલબાજી, સાચા પ્યારની કસોટી વીગેરે બાબતો અસરકારક રીતે લખવામાં આવી છે.

[illegible]

નિઝામીયા બુક ડેપો.
પાંચપટી,
અમદાવાદ.